ગાંડીવ સાહિત્ય વાટિકા

પુષ્પ : : સોળમું

# ખાંયણાં

( શ્રી ઝવેરચંદ મેઘાણીના રસભર ઉપોદ્‌ઘાત સમેત )

સંપાદકઃ

ઈશ્વરલાલ વીમાવાળા




પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

સુરત

અમદાવાદ ગાંડીવ

તી કૉપીરાઈટ-સંગ્રહ

१८२७८

# ગાંડીવ સાહિત્ય વાટિકા




બાળસાહિત્યની યાદિ
છેલ્લા પુંઠા પર જુઓ



ગાંડીવ છાપખાનું કળાપીઠ
સુરતમાં નટવરલાલ વીમા-
વાળાએ છાપી ગાંડીવ સા-
હિત્ય મંદિર માટે પ્રગટ કરી
ભાદરવો: ૧૯૮૪. પ્રથમાવૃત્તિ

# નિમિત્ત

એક દિવસ વલસાડમાં એક ગૃહસ્થને ત્યાં નવરી મધ્યાહ્ન ગાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. બપોરના ભોજન કરીને ઝરૂખાની આરામખુરશી પર પડયો હતો ને નિદ્રા, નિદિધ્યાસન–દિવાસ્વપ્ન વગેરે અવસ્થામાં કેટલોક કાળ વીતી ગયો, પછી અચાનક જાણે કોઇ મધુર સ્વર કર્ણપટ પર આવીને અથડાયો–

આકાશે અર્પ્યાં ને ધરતી માયે ઝીલ્યાં
માએ ને બાપે ઉછેર્યાં
કે પરને સોંપવા.

હું ચમકયો. ધ્યાનપૂર્વક કાન માંડયા ને વિશેષ સાંભળ્યું—

આજ સખી મારી આંખલડીમાં ઝેણ
આવે માની જાણી બ્હેન
તો માંડું ગોઠડી.

તળાવની પાળે મા ને દીકરી મળીયાં
હુસકે હુસકે રડીયાં
કે સરવર ભરાઇ ગયાં.

ખુરશી પર વાંકા વળી ડોકીયું કરી જોયું, તો ગૃહની પુત્રવધુ—કિશોરી—હિંડોળે બેસીને ઝૂલતી હતી. ઝૂલતી હતી ને અત્યંત કરૂણ સ્વરે ગાતી હતી. સાસરવાસે દુઃખિયારી એ પોતાના કરતાં અનેકગણા કષ્ટો સહન કરનાર ભૂતકાળની કો કુલવધુઓના અંતરોદ્‌ગારમાં—એની મર્મવેધી કરૂણતામાં—તરબોળ થઇને આસપાસ કોણ છે, શું થાય છે, તેની જરાયે પરવા વગર ગાયે જતી હતી—

ઘડો ફુટે ને રઝળે જેવી ઠીકરી
મા વિણ રઝળે દીકરી
કે આ સંસારમાં.

મારા તે બાપે વહાણે ચઢી વર જોયા
ચતુર વરને મોહ્યા
કે ચોપડા વાંચતા...

ને એની એ અંતરની વરાળો ઠાલવતી એ કાવ્યસરિતા કોણ જાણે ક્યાંસુધી એમ ને એમ વહી જાત. પણ મને લાગ્યું કે સંસારયજ્ઞની જ્વાળામાંથી નીકળતા તણખા સમા, નારીહૃદયની અગમ્ય લાગણીઓ ભવ્ય કલ્પનાઓ અને અનેરી અભિલાષાઓના ત્રિવેણી સંયોગ રૂપ ફુલડાં એમ ને એમ વેરાઇ જાય—કરમાઇ જાય કે પગ તળે કચરાઈ જાય તે તો ખોટું. મેં ઉઠીને એ યુવતિને કહ્યું—“બ્હેન, તમે ગાઓ છો તે—ખાંયણાં—મારે ઉતારી લેવાં છે...”

કિશોરી ચમકી. શરમાઇ—હીંડોળેથી ઉતરી સંકોચભેર સામે ઉભી. બોલી—"એમાં ઉતારી લેવા જેવું શું છે?"

"મારે તે પ્રગટ કરવા છે" મેં જવાબ દીધો.

તે હસી. પણ મારા આગ્રહને વશ થઇ તેણે મને બીજાં ખાંયણાં સંભળાવ્યાં. કપરા સાસરવાસનાં—લગ્ન પ્રત્યેના ભેદક વિરોધનાં—માવતરના વિરહનાં ને એવાં એવાં કરૂણ ખાંયણાં પૂરાં થયાં એટલે "ભાઇ જમે ને ભાભી તો ડોકાવે" "અંડેરી ગંડેરી ધરમપુરની ધજા" જેવાં હાસ્યરસિક અને "મુંબાઇના શેઠીઆ ખાડા ખઓચિયે રખડે" જેવાં કટાક્ષમય ખાંયણાં પણ સાંભળ્યાં. તેણે કહ્યું—"મારી પાસે સુરતમાં આ બધાં ખાંયણાં લખેલા કાગળો છે." સુરત આવી કેટલી ઉત્સુકતાથી મેં આ કાગળો મેળવ્યા તે લખવાની અગત્ય નથી.

× × × ×

પંદર વીસ વરસ પહેલાં મેં મારી બ્હેનોને હીંચકે બેસીને ઝુલતાં ઝુલતાં, સામસામી ખાંયણાં ગાતાં સાંભળેલી. કોઇ નવરી મધ્યાહ્ન હોય, ને વરસાદ ઝરમર વરસતો હોય, ને ઘરનાં વડીલો આઘાંપાછાં થયાં હોય તેવી વેળા ઓરડામાં એક ભીંતેથી બીજી ભીંતે પહોંચે એવા જોશભેર હીંચકા લેતી એ બાળાઓ જ્યારે ખાંયણાંના રસ પ્રવાહમાં તરબોળ થઇ જતી, ત્યારે ત્યાં કોઈ ઓર અવર્ણ્ય વાતાવરણ પથરાઇ જતું. આજેય એ દૃશ્ય મારી મનોદૃષ્ટિ

સમક્ષ ખડું કરૂં છું ત્યારે રૂંવાડા ખડા થાય છે. લાખ રૂપિયા ખરચતાં યે એ દૃશ્ય જોવા મળે કે કેમ એ શંકા છે. આજે તો પંદર વીસ કે પચ્ચીસ વર્ષની યુવતિઓને હું પૂછું છું કે—બ્હેન, તમને ખાંયણાં આવડે છે? ત્યારે તેઓ બાઘા સમી મારી સામે જોઈ રહે છે. કંઈક પૂછે છે—ખાંયણાં એટલે શું? ને હું ગાઇ સંભળાવું છું ત્યારે કંઈક કહે છે, કે "હા એવું કાંઈક અમે સાંભળ્યું 'તું ખરૂં."

ગુર્જર ગૃહિણીના સ્મૃતિપટ પરથી ભાવનાચિત્રની આ રેખાઓ કેમ ભૂંસાઇ ગઈ? લોકનારીની હૃદયવેલ પરથી કલ્પના અને કવિતાના આ અનન્ય અંકુરો કેમ સૂકાઇ કરમાઇ ને વિખરાઈ ગયા? એની શોધ ને એના પ્રતિકારના ઉપચારો સાહિત્યના કો મહારથીઓ કરશે. પ્રગતિમાન જમાના સાથે મુદ્રણયંત્રે ઠામોઠામ પગપેસારો કરી સ્મૃતિયંત્રનાં ઇસ્કોરાં ઢીલાં કરી નાંખ્યાં. સ્ત્રી શિક્ષણની વિચિત્ર અવનવી શૈલિએ લોકસાહિત્ય પ્રત્યે અરૂચિ—સુગ કેળવી અને નારીહૃદયનાં કવિત્વાંકુરોને કચરી નાંખ્યાં. બાકી પચ્ચીશ વર્ષ પર તો વલ્લભગરબાવળિ શાળાઓમાં શીખવાતી. આજે તેની એક પ્રત પણ શોધી જડવી મુશ્કેલ છે. મોટી આગ પર કે મોટી રેલ વિષે કે સજા પામી કેદમાં જતા પરદુઃખભંજન તિલક વિષે, ગરબા જોડનારી રાધાઓ આજે ક્યાંય જોવામાં નથી આવતી. આજે તો કવિ નાનાલાલ કે લલિત કે રાયચુરા ગરબા લખે, બહુ તો વળી કન્યાશાળાઓના કવિતાહીન સંગીતશિક્ષકો હાડકા પાંસળા

વિનાના ગરબા લખે ને તેનેજ સુશિક્ષિત શિષ્ઠ સ્ત્રી સમાજ ઝીલે, એવો દિવસ છે.

× × × ×

ખાંયણાં—એ બહુજ થોડા સમયથી વિસ્મૃત થયેલું લોકધન છે. લોકનારીનાં હૃદયમાં તે દટાયલું છે પણ બહુ ઉંડે નહિ. હજીયે સ્હેજ ચિણગારી મૂકતાં ચાળીસ પીસ્તાળીસ વર્ષની વયનાં પ્રૌઢ સ્ત્રીજનોની કાવ્યોર્મિ પ્રજ્વલી ઉઠે છે ને તેઓ તુરતજ—'માળા તુટીને માળીડા રંડાયા' એ પ્રારંભ–ત્રિપુટીથી ગાવું શરૂ કરી દે છે. પોતાની સ્હેજ કાટ વળેલી સ્મૃતિધારાને સતેજ કરીને તેઓ અલ્પ પ્રયાસે આ લોકધનના અદ્ભુત રાશિ આપણને બતાવી શકે છે.

× × × ×

હું કબુલ કરૂં છું કે આ સંગ્રહ કરવામાં ગણાવી કે વર્ણવી શકાય એવી મને એકે મુશ્કેલી નથી નડી. બ્હેન વિલાસિકાના સંગ્રહે મારી અડધી મહેનત ઓછી કરી નાંખી. અને તે સિવાય બ્હેન ઇંદુમતી મહેતાના, બ્હેન સુમતિ બીરજલાલના, વયોવૃદ્ધ રેવામાશીના અને સૌ. પુષ્પાભાભીના, બ્હેન સરસ્વતીના અને અમદાવાદવાળા રા. જયંતીલાલ ત્રિકમલાલ શાહના સંગ્રહોએ મને ઓછી મદદ નથી કરી. સ્વ. રણજીતરામ વાવાભાઇએ પણ એમના લોકગીત દ્વારા મને સહાય આપી છે. એ સર્વેનો હું જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. જો આ સંગ્રહ કરવામાં કાંઇ યશ હોય અને યશનાં કોઇ પડીકાં બંધાવતું હોય—એ પડીકાં પ્રમાણિકપણે

વહેંચી આપું તો મારે ભાગે બહુજ અલ્પ રહે એમ કહે-
વામાં હું અતિશયોક્તિ કરતો નથી.

× × × ×

ખાંયણાં વિષે કહેવાનું તો ઘણું છે. એકકેક ખાયણું પકડીને તેના ચીરેચીરા કરી તેમાંની કાવ્યકળા નિરખી શકાય એવાં કેટલાંય ખાયણાં છે. (તેમ કેટલાંક રસસ્વાદ-હીન કુચા પણ છે) પરંતુ લોકસાહિત્યના સમ્રાટ મેઘાણીજી જેવા આ સંગ્રહનો પરિચય કરાવી દેવા મને મળે, પછી મારે માટે થોડુંજ કરવાનું બાકી રહે છે. તેથી અને આ નાનકડી પુસ્તિકા પર માથા કરતાં પાઘડી મોટી થઈ જાય એમ જાણી વિશેષ લખવું ત્યજ્યું છું.

ખાંયણાં એ તો વહેતી સરિતાનાં નીર છે. એને કોઈ મુદ્રિત પુસ્તિકાનાં પાનાંઓમાં નિયંત્રિત કરી શકાય તેમ નથી. રોજ કંઈ કંઈ નવું રચાય છે ને જૂનું ભૂલાય છે. સારૂં જૂનું ન ભૂલાય અને નવું નવું ઉમેરાયા કરે તે માટેનો આ અલ્પ પ્રયાસ છે. એ ઉદ્દેશ સફળ થાય તેમાંજ મારા પ્રયાસની સાર્થકતા સમાયલી માનું છું.

અંતે—વાંચકજનોમાંથી જે કોઇ ભાઇ બ્હેનને આ સિવાય અન્ય ખાંયણાં આવડતાં હોય અગર હાથ લાગે તે મને લખી મોકલશે તો આભારી થઈશ. અને આ પુસ્તિ-કાના બીજા ભાગ અથવા બીજી આવૃત્તિમાં તે ઉમેરવા યત્ન કરીશ—

ઇશ્વરલાલ વીમાવાળા

# ખાંયણાંના ઢાળ

સામાન્ય રીતે ખાંયણું બે ઢાળમાં ગવાતાં સાંભળ્યાં છે. તે નીચે પ્રમાણે—

આ રે જગતમાં એકજ મોટી ખોડ,
સરખે સરખી જોડ
કે મળવી દોહ્યલી.

(૧)

(તાલ ત્રીતા. દીપચંદીમાં પણ ગાઈ શકાય છે)

| × | ૨ | ૩ | × | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| આ – – | રે – | જ – | ગ ત – | માં – | – – |
| ધ – – | સા – | સા – | સા સા – | સા – | – – |
| ખ | | | | | |
| એ – – | ક – | જ – | મો – – | ટી – | – – |
| સા રે – | રે – | મ – | ગ – | ગ રે | ગ – |
| ખો – – | ડ – | – – | સ ર – | ખે – | – – |
| ગ રે સા | સા – | – – | સા રે | રે – | મ – |
| સ ર – | ખી – | – – | જો – – | ડ – | કે – |
| ગ ગ – | ગ રે | ગ – | રે – – | રે – | સા ની |
| | | | | | ખ |
| મ ળ – | વી – | – – | દો – – | હ્ય – | લી – |
| સા રે – | સા રે | ગ – | ગ રે – | રે સા | સા – |

| × | ૨ | ૩ | × | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| આ - - | રે - | જ - | ગ ત - | માં - | - - |
| સા રે ગ | ગ - | રે સા | રે ગ રે | સા - | - - |
| ક | ક | | ક | | |
| એ - - | ક - | જ - | મો - | ટી - | - - |
| ની - - | ની - | ની - | સા ની - | સા - | - ગ |
| ખક | ખક | ખક | ખક | | ક |
| ખો - - | ડ - | - - | સ ર - | ખે - | - - |
| ગ રે સા | સા - | - - | પ ની | ની - | ની - |
| ક | | | ખ ખક | ખક | ખક |
| સ ર - | ખી - | - - | જો - - | ડ - | કે - |
| સા ની - | સા - | - - | ગ રે - | ગ - | રે - |
| ખક | | | ક | ક | |
| મ ળ - | વી - | - - | દો - | હ્ય - | લી - |
| ની ની - | સા રે | મ - | ગ - - | રે સા | સા - |
| ખક ખક | | ક | ક | | |

ખ એટલે ખરજના અને ક એટલે કોમળ સૂર સમજવા.

**તાલ તીવ્રા**–તીવ્રાની માત્રા ૭ હોય છે. તેના ત્રણ વિભાગ હોય છે. પહેલા વિભાગમાં ત્રણ અને બીજા બે વિભાગોમાં બબ્બે માત્રાઓ હોય છે. પહેલા વિભાગની પહેલી માત્રા પર સમની તાળી આવે છે. બાકીના બીજા બે વિભાગોની પહેલી માત્રાઓ પર સાદી (બીજી અને ત્રીજી) તાળી આવે છે તે સ્વરને માથે આંકડા મૂકી બતાવી છે.

# પ્રવેશક

મીઠામાં મીઠી તો સાકરજ મનાય છે. છતાં ઘણી વાર ગોળની મીઠાશ કાં વધુ ગમે છે? ને તેથી યે ચઢિયાતો સ્વાદ શેરડીનો કાં લાગે? કારણ કે ગળપણનું સ્વાભાવિક ને શુદ્ધ સ્વરૂપ તો એ શેરડી-માંજ રહ્યું છે. એનાં છોતરાં પણ આપણને ચૂસવાં ગમે છે. ચૂસ્યાજ કરીએ છતાં તૃપ્તિ થતી નથી. કંટાળો આવતો નથી. નરી સાકરના ગાંગડા કરતાં કૂચાવાળી શેરડીનો રસ ।જેમ અધિક પ્રિય લાગે છે, તેમજ શિષ્ટ સાહિત્ય કરતાં લોક સાહિત્ય ઘણી વાર અધિક મધુર લાગે છે: રસ કરતાં છોતરાંનું પ્રમાણ એમાં વિશેષ હોવા છતાં યે!

એવાજ સ્વાભાવિક વન–માધુર્યનું દર્શન આજે સુરતી–અમદા-વાદી લોક સાહિત્યના 'ખાયણાં'ની અંદર લાધ્યું. ઘણા ઘણા કૂચાની

સાથે એ મિષ્ટ રસ ઓતપ્રોત બની રહ્યા છે છતાં યે ગમે છે. કૂચો ચાવી ચાવીને ચૂસવો ગમે છે. ધીરી ધીરી એ મીઠાશ અંતઃકરણમાં ટપકતી જાય છે. વધુ ચાવવાથી વધુ પચે છે.

જોયું નથી, સાંભળ્યું છે: સૂરત–અમદાવાદની મુખ્યત્વે કરીને બ્રહ્મક્ષત્રિય કોમની નાની નાની કુમારિકાઓ રોજ સંધ્યાએ હીંડોળે હીંચકતી હીંચકતી સામસામી 'ખાયણાં' ગાય છે. આંબા વનમાં એક બીજી કોયલો સ્પર્ધાના તાનમાં આવી સામસામા ટહુકા દેતી હોય એવો એ દેખાવ થતો હશે. જૂનાં 'ખાયણાં'ના પ્રવાહમાં તરબોળ બન્યા પછી નવાં 'ખાયણાં' સ્વયંભૂ સ્ફુરતાં હશે. સ્વજન સ્નેહ, સંતાપ, કટાક્ષ અને ટિખળની કૈં કૈં લાગણીઓ 'ખાયણાં' વાટે વ્યક્ત થતી હશે. સૌરાષ્ટ્રના મેળાઓમાં ગોવાળીઆ કે અન્ય દુહાગીરો કાનમાં આંગળી નાંખી, હાથમાંની ફુમકીયાળી છડી હલાવી, ઠાંગ પર ટેકવેલા મસ્તાન દેહને ઝુલાવતા ઝુલાવતા જેમ શીઘ્ર સુંદર દોહા, સોરઠા રચતા હતા તેમજ શું ગુજરાતની કિશોર કન્યાઓ આજ પણ હીંડોળે ઝૂલતી, ને દિલ–હીંડોળના ફંગોળા દેતી 'ખાયણાં' જેવાં મૃદુ મંજુલ પદો રચતી હશે! ગુજરાતણ તો રંગેજ ને! એમાં વિસ્મય શાનું?

આપણે કાવ્યનાં જૂજવાં જૂજવાં સ્વરૂપો નિશાળો ને વિદ્યાલયોમાં શીખીએ છીએ મીલ્ટન અને શેકસ્પીઅરનાં સોનેટોની રચનાઓ વચ્ચેના સૂક્ષ્મ ભેદો સમજીએ છીએ. સંસ્કૃત વૃત્તો અને ફારસી બેત ગઝલો: ઠાકોરનો પૃથ્વીછંદ ને કાન્તનું અંજનિ–ગીત: ન્હાનાલાલનું અપદ્યાગદ્ય ને ખબરદારનો મુક્તધારા છંદ: કેશવલાલની 'વનવેલી' અને એવું કૈં કૈં: પરંતુ આપણે 'ખાયણાં'ની વૃત્ત–રચના હજી તપાસવાનો અવસર નથી લીધો. ગુજરાત–સોરઠનાં ગ્રામ્ય ગીતોમાં પડેલાં કૈં કૈં વૃત્તોની વહન–શક્તિ આપણે નથી વિચારી. ઘર આંગણની હીરાખાણો હજુ અણપ્રીછીજ રહી છે.

ખાયણાં એટલે શું? 'ખાયણાં' એટલે ધાન ખાડતાં ખાંડતાં ખારણીયા ઉપર બેસીને ગાવાનાં ત્રણ ત્રણ નાજુક પંક્તિઓનાં જોડકણાં અથવા બબ્બેજ પંક્તિઓનાં કહીએ તો ચાલે. કંકણ વરે રણઝણતા બે

સુકોમલ હાથ ખાંડે છે અને ખાડતાં ખાડતાં મુખ જાણે ગાય છે:

ખાંડણીયાં ખાડું ને ખખડે હાથનાં કાંકણુ
મોટા ઘરનાં ઢાંકણુ
કે......બ્હેન સાસરે.

ખાંડણીયાં ખાંડતાં ખખડે હાથની ચૂડી
મહીયરીયેથી મુડી
વીરાજી મોકલે!

કોઇ મોટા ને કુલિન ઘરના રૂડા કુલ–સંરક્ષક ઢાંકણ સમી વધુ –કુલ વધુ સાસરે બેઠી બેઠી ખાંડે છે. અથવા તો લખેશરી બાપની કોઈ લાડકવાઇ બેટી પોતાના પિયરનાં ઘર ખાંડણ–ધમકારે ગજાવી રહી છે.

ખાંડું હળું ને ધબોધબ રે વાગે
ભરેલાં ઘર ગાજે
લખેશરી બાપનાં.

સાંબેલાના ધબકારા સંભારો: કોઈ સુરતી બ્હેનના મંજુ કંઠમાંથી અથવા તો ભાઈ ઈશ્વરલાલ વીમાવાળાના મ્હોંમાંથી 'ખાયણાં' ગવાતાં સંભારો: ધબકારે ધબકારે ખાયણાંને તાલ મળે છે. તાલે તાલે સાંબેલાને જોર ચડે છે. ખાંડનારી એ તાલબદ્ધ નાનું ગીત ગાતી જાતી અંતઃકરણનો બોજો ઉતારે છે. હૃદયની વેદનાઓ રડી કાઢે છે. દબાવેલા વિનોદો મોકળા મૂકે છે. લોક કાવ્યની આવી વિલક્ષણ રચના સૌરાષ્ટ્રમાં નથી. કદાચ ગુજરાતના અન્ય વિભાગોમાં યે નથી. માત્ર સુરત અમદાવાદમાં જ એનું સૃજન થયું દિસે છે. સુરતની વિશિષ્ઠતા ખરરી ન હોય. ખાંયણાં હોય. 'ખાંયણાં' જેવી કૃતિ કલ્પવી તેમજ સર્જવી, એ કદાચ ગુજરાતનેજ સુઝી શકર્યું છે. સૌરાષ્ટ્રીય કે સિંધી દોહા સોરઠાની માફક બે અથવા બહુ તો ત્રણ નાની એવી પંક્તિઓને અકકેક સ્વતંત્ર શબ્દ–ચિત્ર અથવા અકકેક ભાવના સમાવી શકે તેવી અર્થવાહક બનાવવામાં સુરતના સ્ત્રી સમાજે નવીનજ કારીગરી દાખવી છે. ભલે એ સ્વરૂપ દ્વારા હજુ

વિશાળ સાહિત્ય ખેડાયું ન હોય છતાંયે વૃત્તની શોધ મળવામાંજ મોટી સાર્થકતા છે.

દોહો એટલે જેમ અકકેક ઉર્મિકાવ્ય, તેમજ 'ખાંયણું' પણ પોતાની ત્રણ ત્રણ પંક્તિમાં અકકેક ઉર્મિકાવ્ય વસાવવાની સરલતા પૂરી પાડે છે. એમાં સંકલનાની જરૂર નથી, સંબદ્ધતા ન હોય તો પણ ચાલે. વેગવંત છબીયંત્ર (કૅમેરા) જેવું સગવડ પડતું એ કાવ્ય સાધન છે. જરા ગંભીર વિચાર આવ્યો, કે તુર્તજ એમાં ઝલાયો:

આ રે જગતમાં એકજ મોટી ખોડ
સરખે સરખી જોડ
કે મળવી દોહ્યલી !

કોઈ મધુર ઉપમા સૂઝી, કે લાગલીજ ખાંયણાના નાનાશા ચિત્રપટ પર ઉતરી:

કાળી તે કોયલ આંબલિયામાં રમતી
બાપાજી ભેગી જમતી
કે બ્હેની નાનડી.

કોઈ માંગલ્ય ફોરતી કલ્પના સ્ફુરી કે તુર્ત ખાયણા યંત્રની ચાંપ દબાઈ:

સૂરજ ઉગ્યો ગૌરી ગાયને ખીલે
કીયા બાઇને ટીલે
કે સૂરજ ઝળહળે !

એ કલ્પનાને પુન: યોજવી છે: કેવળ અનુપ્રાસજ આણી શકાયો:

સૂરજ ઉગ્યો આશાપૂરીને ઓટલે
....બેનને ચોટલે
કે સૂરજ ઝળહળે.

અથવા ફક્ત એક સામાજીક કટાક્ષ મૂકવો છે. ઝપાટાભેર મુંબઇના કન્યાલોલૂપ ગમાર બુઢ્ઢા ધનિકોનું એક સુરેખ ટોળચિત્ર એ કાવ્યયંત્રની અંદર પડી ગયું.

મુંબાઇના શેઠીયા ખાડા ખઓચીયે રખડે
કન્યા માટે ટવળે—
કાણી બ્હેન આપીશું!

અને પછી તો સસ્તા મૂલનો કેમેરા જેમ વિવેક વિના દાઝ કાઢીને વપરાય છે, તેમ 'ખાયણું' પણ પોતાનું ગાંભીર્ય, પોતાનો સદુપયોગ, અને પોતાનો હેતુ ગુમાવીને જે કાંઇ તોર આવ્યો તેમાં વપરાતું થઇ જાય છે:

અરદેશરની પેટીમાં સવ્વા બશેરો તોડો
અરદેશરનો ઘોડો
નાખુદા ચાપરે.

છેક જ અર્થશૂન્ય! અથવા

ગોખી કરીને બોધવચન કર્યું મ્હોડે
બેઠી સૈયર જોડે
પરીક્ષા આપવા.

એ રીતે ભણતર અને પરીક્ષાનું નર્યું reporting જ ચાલ્યું:

ખાયણાંના બંધારણની અતિ સરલતા એ એક દૂષણ જેવી થઈ પડી: ઈંગ્લાંડમાં પોપ અને ડ્રાઇડનના કાળમાં heroic metre વાળા દોહરાની દશા થઇ હતી તે રીતે; ફારસી કવ્વાલીના જે બુરા હાલ આજે ગુજરાતની શેરીઓમાં બન્યા છે તે રીતે.

આડે દિવસે નહિ, પરંતુ વિવાહ અથવા સીમન્ત સરખા અવસરનું મંગળ ધાન્ય ખાંડતી વેળાનાંજ સ્ફુરેલાં આ 'ખાયણાં' હોવાં જોઇએ. પૂર્વે ગવાતાં તો હશે ખાંડતાં ખાંડતાં, પણ આજે એ પ્રથામાં

પરિવર્તન થયું છે. સાંભળ્યું છે કે પરણેતરને સમયે કાયસ્થ મહિલાઓ સામસામી બે પક્ષોમાં વહેંચાઈ જઇ વારાફરતી અકકેક પદ લલકારતી જાય છે અને એ કાવ્યમયતાનાં આંદોલનો બરાબર જામી ગયા પછી તો એ કાવ્યરસભરી સુંદરીઓને શીઘ્ર નવી રચનાઓ પણ આપોઆપ સ્ફુરે છે.

એ રીતે આ ગીતો સરજાયાં છે લગ્ન—અવસરને આધારે, છતાં લગ્નના ઉલ્લાસ એમાં આછા આછા—નહિ જેવાજ ગવાયા છે. મુખ્યત્વે ગવાયા છે સંતાપના—આંતર તાપના સ્વરો. ખાયણાંનો ખુદ ઢાળ જ કરૂણતાથી ભરેલો છે. પ્રફુલ્લતાની કે વિનોદની ઉર્મિઓનું વહન કરવા જેવું એનું બંધારણજ નથી. એના પ્રધાન સૂરો ઉંડા વિલાપના છે. અને એ વિલાપ કેટલો મર્મવેધક છે, તે પારખવાની અનૂલતા તો સંપાદકે પોતેજ જૂદા જૂદા વિષયવાર આ પદોનાં જૂથ વહેંચી નાંખીને કરી આપી છે.

'દીકરી પરણાવવા વિષે'નાં પદો' તપાસીએ:

> બાપાજી બાપા, તમે મીઠું મધ પીજો
> દીકરી પરણાવવા જાજો
> કે મોટા શહેરમાં.

અથવા તો

> સૂરજ બાપા, હું તો તમારી બેટી
> કોરાં ઘરેણાંની પેટી
> કે મારે જોઇશે.

એવી શહેરી સાસરીયાની ને ઘરેણાંની ઉત્સુક પુત્રી પોકાર કરે છે કે

> મારા તે બાપે તાપી કિનારા જોયા
> જોયામાં ન જોયા
> જમાઇના ઝુંપડા !

પિતાએ નજીકમાં પરણાવી: પણ તપાસ્યું નહિ કે જમાઇ તો

ઝુંપડાનો નિવાસી છે. અરે એ તો મૂળાપણી વેચે છે:

મારા તે બાપે વહાણે ચડી વર જોયા
મુરખ વરને મોળા
મૂળાપણો વેચતા.

મૂળાપણી વેચી લાવ્યો કડબનો ભારો
એ દીકરીનો જન્મારો
કે જાવો દોહ્યલો.

મૂળા વેચતો મુરખ વર: અને ચોપડા વાંચતો ચતુર વર: વાણિજ્ય ઘેલડા સુરતનગરની દીકરીને ખેડૂત સ્વામી શે ગમે? નિખાલસતાનું ચિત્ર; આડી અવળી કે અટપટી ઉર્મિઓની કશી વાતજ નહિ: એ તત્વ છે લોક સાહિત્યનું. ન ગમ્યો નજીકનો ખેડુપતિ, કે ન ગમ્યું દૂર દેશાવરનું સાસરૂં:

મારા તે બાપે ગામડાં જોયા સંધા
દીકરી લાડકી અંધા
ને મુક્યાં માળવે.

પરદેશી સાસરાને લીધે શી વલે થઇ?

મારા તે બાપે પરદેશ દીકરી દીધી
ફરી ખબર ન લીધી
મુઇ કે જીવતી.

બાપાજી દીકરી પરદેશમાં ના દેશો
મુવા પછી ના રોશો
કે મોભેણુ દીકરી.

ને બાપે કન્યાવિક્રય કર્યો!

મારા તે બાપે ત્રાજૂડીમાં તોળી
ભર્યા કુંટુંબમાં બોળી
કે હાદા દીકરી.

અને કેવી વસમી ઋતુમાં સાસરે વળાવી !

બાપાજી બાપા, મેં શું કરિયાં પાપ !
ભર્યે તે ભાદરવે
વળાવી સાસરે.

પિતાને શિખામણ દેતી દેતી પુત્રી પરગૃહે ચાલી જાય છે:

બાપાજી આંબો થડ જોઇને રોપાવજો
ઘર જોઇને પરણાવજો
કે દાદા દીકરી !

ઈશ્વર કને એ માગે છે—

મારા તે બાપને એકજ દીકરી હોજો
સારા વરને જોજો
કે ચિંતા ઉગરે.

વિવાહિત જીવન એટલું બધું તો અળખામણું થઈ પડયું હશે કે આ સંગ્રહને પગલે પગલે લગ્ન સામેનો ભેદક વિરોધ વ્યક્ત થતો આવે છે: અને એ વરાળો ઠાલવવા માટે યોજેલી ભાષા આ 'ખાયણાં' ના સ્વરો સાથે લુણ—પાણી સમી એકરસ બની જાય છે:

આકાશે અર્પ્યાં ને ધરતી માયે ઝીલ્યાં
માએ ને બાપે ઉછેર્યાં
કે પરને સોંપવા.

આકાશ પૃથ્વીની વિરાટ—બેલડીએ ઉત્પન્ન કરેલી દીકરી પરને હાથ સોંપાવાને માટેજ ઉછરી !

મારી તે માએ જતન કરીને જાળવી
રતન કરીને રાખી
કે પરને સોંપવા.

દીકરી સાસરે સીધાવે છે, ત્યાં માર્ગે માતા પિતાની પ્રતિકૃતિ જેવાં

સાસરે જાતાં સામે મળ્યા બે તાડ
માત પિતાનાં લાડ
મને કેમ વિસરે!

એવાં તાડની જોડલી પરથી એને માવતર સાંભર્યાં. પણ એ ચિત્ર જેમ સુસંગત થયું, તેમ બીજી બાજુ

સાસરે જાતાં સામી મળી ખજૂરી
સાસરાની મજૂરી
કે કરવી હોહલી.

એમાં કેવળ 'ખજૂરી'ના અનુપ્રાસ સિવાય કશી સંગતતા નથી. એવુંજ બેહુંદાપણું—

સાસરે જાતાં સાગી મળી બે બત્તી
સાસરીયાની ઘંટી
તે ખેંચવી હોહલી

આ પદમાં પ્રત્યક્ષ થાય છે. આવા અર્થહીન અનુપ્રાસ, થોડાંક જોડકણાં વટી જઇએ છે ટે વૃતંજ કોઈ અર્થવાહી કલ્પનાવાળા પદ-મૌક્તિકનો ચમકારો દેખાય છે:

ઓ પેલી—ઓ પેલી ક્યા ગામની ટેકરી
પાણી ભરે કૂવે એકલી
કે કઇ બ્હેન સાસરે!

દૂર દૂરના શ્વશુર—ગામની કોઇ ટેકરી પાસે એકલે હાથે પાણી ભરતી દુઃખીયારી બ્હેનનું આ ધ્વનિ-ચિત્ર લગારે વધુ રંગપૂરણી નથી માંગતું. વૃતંજ એ બ્હેનના ઉર—તરંગો આપણા અંતર સાથે અથડાય છે:

સાંજ પડે ને આથમે રવિનું તેજ
માડી કેરૂં હેત
કે મુજને સાંભરે.

સંધ્યાના અસ્તાયમાન રવિ તેજ સાથે માડીના હેતની કેવી સુસંગતિ !

ધડો ફુટે ને રઝળે જેવી ઠીકરી
મા વિણુ રઝળે દીકરી
કે આ સંસારમાં.

ગોળ વિનાનો મોળો તે કંસાર
મા વિણુ સુનો સંસાર
કે સહુને લાગશે.

વિજોગણુ દીકરીને માતા શા માટે નથી તેડતી ? દીકરીને સાડી લેવી પડે તે ભયથી—એવી કલ્પના કરીને પુત્રી કહેવરાવે છે કે

માડી રે માડી ન જોઇએ મને સાડી
જનમની ઓશિયાળી
કે તારા દૂધની.

આ અને અન્ય સંકલિત ખાયણાં જાણે માતૃ—પ્રેમ પરનું એક સળંગ ઉર્મિકાવ્ય તૈયાર કરે છે. એવાંજ નોંખનોખાં જે પદો ભાઇને સંબોધીને રચાયલાં છે, તેને પણ સંકલનામાં ગોઠવતાં ભાઇ—બ્હેનનાં હેતનું સુરેખ શબ્દ—ચિત્ર બની જાય છે: જેવાં કે

× × બ્હેન પરણે ને મોર ચિત્તરના માંડવા
અખંડ ઉજાગરા
કે એના ભાઇના.

વાડા પછવાડી શિવજીનું દહેરૂં
પૂજા કરવાને તેડું
કે મારા ભાઇને.

૧૪૪૪૭૪

આજ મેં રાંધ્યાં ખીરચૂરરે થોડાં
વીરાજીનાં ઘોડાં
પરસાળે હણુહણે.

આઘેથી દેખું દૂર દૂરને ડગલે
પરમેશ્વરને પગલે
કે વીરાને ઓળખ્યા.

આવતા દેખું લીલી ને બાકડીયે
કસુંબી પાઘડીયે
વીરાજીને ઓળખ્યા.

આવતા દેખું પુરી જનને ડગલે
વીર માડીને પગલે રે
ભાઇને ઓળખ્યા.

આવતા દેખું દૂર દિલ્હીને છેટે
બ્હેન કરીને ભેટે
માડી જાયા હોય તે.

આજ સખી મારી આંખડલીનો હીરો
આવે માડી જાયો વીરો
તો માંડું ઓઢણી.

મારા તે ભાઇનો રેવંતો છે ઘોડો
જડિત અંબોડો
કે મારી બ્હેનનો.

એવાં એવાં સરલ સ્નિગ્ધ સ્વજન–ચિત્રો નારી–હૃદયમાંથીજ નીતરેલાં હોઇને હૃદયને અત્યંત ભીંજવે છે. કુટુંબ–સ્નેહના કૂણા કૂણા રોપ જાણે આવા ઉર્મિ—સિંચન થકી દ્રઢ બની ઉછરતા રહે છે.

શાળાઓના ભાગ્યવિધાતાઓને એટલી વિનતિ કરવાનું મન થઇ જાય છે, કે કન્યાઓનાં—બલ્કે છોકરા છોકરી તમામનાં—પાઠ્ય પુસ્તકોમાં કુટુંબ—સ્નેહનાં આવાં તલસ્પર્શી છતાં સરલ, અને સરલ છતાં પણ કાવ્યત્વમય પદો ચૂંટીને કાં ન દાખલ કરો ? આ ન્હાના વીર ઉપરની વ્હાલપ દાખવતાં—

દેવને વહાલાં ઘીનાં દીવાનાં કોડીયાં
મુજને વહાલાં ઘોડીયાં
કે બચુભાઇનાં.

લીલૂડો પોપટ કચેરીમાં ઉડતો
બાપાજી જોડે જમતો
બચુભાઇ સાંજરે.

માડીના મેવા ને બાપની મીઠાઇ
વીરાની સગાઇ
તે ટાળી નવ ટળે.

આવાં કોમલ સ્નિગ્ધ પદો આપણને બીજે ક્યાં મળશે? એવાંજ પદો ભાભીની મધુર છબી આંકે છે. ગૃહ--શણગાર કરતી

કઇ વહુ લીપે ને કઇ વહુ તે થાપે ?
કઇ વહુ તે પાડે
સિંધુરિયા ઓકળી !

એવી પુત્ર—વધુનાં મંગલ રેખાંકનો જુઓ.

લીલી વહુ સણી ને હાથમાં ચળાણી
અંબિકા ભવાનીને
પૂજવા નીકળ્યાં.

બારીયે બેસી કંકુડા અજવાળું
ઘેણું કરી શણગારૂં
કે ચંદન વહુને.

આવોની માલણુ આપીશ કટકો રોટલો
ફુલે ભરજે ચોટલો,
કે કુંદન વહુનો.

આવાં ચિત્રોમાં લાક્ષણિકતા રહી છે. ઘણા અલ્પ યત્ન થકી એ રેખાઓ દોરાઇ છે. શબ્દની જટિલતા અથવા રેખાઓની બહુલતા એમાં નથી, કેમકે એ દોરનારાંઓ શું રેખામાં કે શું કાવ્યત્વમાં ‘ધ્વનિ’ ને જ ગનીમત સમજી શબ્દ—બાહુલ્ય ત્યજતાં હતાં.

આ પ્રમાણે સંપાદકે સંઘરેલાં એક સો ને દશ ખાંયણાં આપણને સંસાર—ચિત્રોની પરંપરા બતાવે છે. એ ઉપરાંત ભાભી વિષેનાં પ્રહસનો, શોક્યોનાં ઈર્ષ્યા--ચિત્રો, ઇત્યાદિ વિષય પર પણ ખાંયણાં-કવિઓએ ઠીક ઠીક હાથ અજમાવેલ છે. પરંતુ

નાની વહુ ને મોટી વહુ દેરાણી જેઠાણી
મુંબાઇની શેઠાણી
કે અદ્ધર ચાલતી.

એવાં, અથવા તો

રેંટીયો ભાંગીને ચાલી હું તો મોસાળ
મામીયે કંતાવ્યાં
કે મામાનાં ધોતીયાં.

એવા કટાક્ષોના અપવાદ સિવાય રંગપૂરણી અથવા રેખાલેખન બરાબર નથી લાગતાં. બહુધા વેવાઈ વેવાણનાં પદો તો

મારે તે બારણે એઠા જૂઠાનું કુંડું
ભંગીયા કરતાં ભૂંડું
નાના ભાઈનું સાસરૂં.

એ રીતે હીનરૂચિ પ્રગટ કરતાં હોય છે. બીજાં કેટલાંક

ખાળ કુંડીમાં કુંદનલાલ અંગોળે
ખાબરીયો ખંગોળે
કે મણ કીડા ખરે.

એ ઢબે ફંટાણાની કોટિમાં ઉતરી પડે છે. કેટલાંક વળી

મીઠાવાળા તેં મીઠું મોઘું કીધું
રૈયતને દુઃખ દીધું
અંગ્રેજના રાજમાં.

ટોપીવાળા તારી અક્કલની બલિહારી
પહાડમાં કોર્યા ગાડી
કે તારા રાજ્યમાં.

અથવા તો રમુજભર્યાં

ઓ પેલો-ઓ પેલો દામોદરીયો કૂવો
અફીણ ખાઇને મુવો
ચકાનો ચૂનીયો.

આવાં પ્રાસંગિક પદો આવે છે. સમકાલિન ઘટનાઓને ટુંકા ટુંકા પદોમાં સંઘરી લેવા પૂરતી ઉપયોગીતા નિઃશંક એ સિદ્ધ કરે છે. પરંતુ આ ખાયણાં—સંગ્રહનો પ્રધાન સ્વર તો વિવાહિત જીવનના દુઃખો પ્રત્યેના કટાક્ષયુક્ત વેદનાયુક્ત આક્રંદનોજ છે. એ આક્રંદને 'ખાયણાં' કોઇ વિલક્ષણ રીતે કરૂણાર્દ્ર મીઠાશથી વ્યક્ત કરી શકે છે. ઘણાંએક તો સ્ત્રી—હૃદયના અકકેક આંસુ સમાન છે. બંધારણે કરી સરલ સીધાં, ધ્વનિ કાવ્યની રચનાને અનુકુલ, ઢાળ પરત્વે કોમલ, સ્મરણશક્તિને હળવાં ફુલ સમાં, એવાં વિશિષ્ટ લક્ષણે કરી વિભૂષિત છે. એને પ્રાચીનતા વા અર્વાચીનતાનાં બંધન નથી. એનો કોઇ પણ સમયે સારો વા નરસો ઉપયોગ સામાન્ય કવિત્વ ધરાવતાં લોકો પણ કરી શકે છે. એટલી એની પ્રવાહિતાજ એનું જોખમ છે. કુસંસ્કારને પણ એ ફોટો યંત્રની માફક ઝડપી ચિરસ્થાયી ને ચેપી બનાવી શકે તેવાં છે. પરંતુ તેથી તો ઉલટું આવશ્યક બને છે કે અમદાવાદ સુરતની સંસ્કાર સુંદર અને ભાવભીની રમણીઓ 'ખાયણાં'ની ફુલ ક્યારીઓમાં નવા યુગના ફુલ રોપ વાવી પોતાનાં સંસ્કારનીર સીંચ્યા કરશે.

ન ભૂલીયે કે સુરતની વિશિષ્ટતા બસરી નથી. ખાયણાં છે.

લોક સાહિત્યનું સંગ્રહકાર્ય કરી રહેલા થોડાએક ગુજરાતી ભાઇ-ઓમાં ભાઈશ્રી વીમાવાળાએ 'ખાયણાં' સંગ્રહીને મોટું બળ મૂક્યું છે એમ માનું છું. પોતાના પગ નીચે ચંપાઇ રહેલ અને સુગાળવા શિષ્ઠ સમાજે તિરસ્કારી કાઢેલ આવા સાહિત્યને વીણી કાઢી, ધોઇ સાફ કરી સંગ્રાહકે પુસ્તકાકારે મૂક્યું તે મારે મન તો મગરૂબીનો વિષય છે. દલિ-તોદ્ધારનો આજે યુગ બેઠો છેઃ શું સમાજમાં, કે શું સાહિત્યમાં. એવા યુગમાં સ્થાનિક પ્રયાસો કરનારને માટે પણ કેટલું મેદાન ખુલ્લું થાય છે તે ભાઇ વીમાવાળાએ દેખાડયું છે. અમદાવાદ અને સુરત નગરીઓ તો રસે કરી અલબેલી, સંસ્કારે કરી સુવાસિની અને ઈતિ-હાસની લાડીલી છે. એનાં ખંડિયેરોમાં હજુયે શું શું નહિ પડેલું હોય ?

ન વિસરીયે કે આ તો સંગ્રહ છેઃ એમાં સારી ને નરસી સઘળી સામગ્રી એકઠી થવી ઘટે. સંગ્રાહકને પોતાનો વિવેક વાપરવાની છૂટ થોડીજ હોય છે. સંગ્રહમાંથી વીણણી કરવાનું વિવેકકાર્ય શિક્ષકને, સાહિત્યકને અથવા સુધારકને હાથ જાય છે. જેને શિષ્ઠતાના ઘમંડથી મુક્ત એવી ઉદાર રસદૃષ્ટિ હશે, તેને આમાંથી ઘણું ખપજોગું સાંપડી રહેશે.

ભાવનગર
૧૯૮૪ઃ શ્રાવણી પૂર્ણિમા

ઝવેરચંદ મેઘાણી

# અનુક્રમણિકા

---

## ૧ શિવ–પાર્વતી કંકાસ.

માળા વટી ને માળીડા રંડાયા
ઈશ્વરે જંગ માંડ્યા
પારવતી પિયર ગયાં. ૧

બોલ્યાં પારવતી, મહીયરીએ ના જઈએ,
ઘર માંડીને રહીએ
કે આપણા દેશમાં. ૨

---

મહાદેવી પાર્વતીના પિતા દક્ષ રાજાએ યજ્ઞ માંડયો, ત્યારે તેમણે અનેક દેશદેશાવરના રાજાઓને તેમાં આવવા આમંત્રણ મોકલ્યાં. પરંતુ પોતાના જમાઈ મહાદેવ શંકરને આમંત્રણ ન આપ્યું. પોતાના પિતાને ત્યાં યજ્ઞોત્સવ ઉજવાય તેમાં પોતાનેજ આમંત્રણ નહિ તે જોઈ પાર્વતીજીને માઠું લાગ્યું. પરંતુ બાપને ત્યાં દીકરી વગર આમંત્રણે જઈ શકે એમ કહી પોતે પિયર જવાને તૈયાર થયાં. એ વેળા મહાદેવ પાર્વતી વચ્ચે ચડભડાટ થયો. તેમની વચ્ચે ભારે વૈમનસ્ય થયું. અંતે પતિને અવગણીને પાર્વતી બાપને ત્યાં ગયાં. પણ તે કાંઇ યજ્ઞોત્સવમાં ભાગ લેવાને નહિ, પણ યજ્ઞની વેદીમાં પડીને તેમણે આહુતિ આપી. એ પુરાણકથા સર્વને સુવિદિત છે. એ પ્રસંગને વર્ણવતા કેટલાંક ખાયણાં શરૂઆતમાંજ ગવાય છે. પ્રસંગ

દેશદેશૈયા ને ઠાકોર મારા ભાઈ
ઇશ્વર સરખા જમાઇ
ન બાપને બારણે. ૩

---

જોતાં એને લગતાં બીજાં ખાયણાં પણ હોવાં જોઈએ એમ લાગે છે. હાલ તો માત્ર ત્રણજ હાથ લાગ્યાં છે.

માળા તૂટીને—એ પંક્તિનો અર્થ સમજવો કઠણ છે. શિવ પાર્વતી વચ્ચે કજીઓ થતાં પતિએ પત્નીને એક બે લાપટો ખેંચી કાઢી હોય, તેની ઝાપટમાં દેવીની ડોકમાંની ફુલમાળા તૂટી હોય—એ કલ્પના દેવદેવીઓને માટે વધારે પડતી ને અરૂચિકર લાગે છે; તોયે જે જમાનામાં પુરૂષો પ્રસંગોપાત સ્ત્રીઓને ચૌદમું રત્ન પણ બતાવતા તે જમાનાના સ્ત્રી હૃદયમાંથી ઉદ્ભવેલી કવિતામાં એવી કલ્પના આપોઆપ આવી જાય એ અસંભવિત નથી. છતાં જેમ એ ખાયણાં ત્રિપુટીની પાછળ, તેમ તેની આગળ પણ કેટલીક કડીઓ લોકમુખે રચાયલી અને વિસરાઇ ગયેલી હોવાનો સંભવ છે. એ પંક્તિના સંશોધન માટે પ્રયાસ ચાલુ છે. પ્રાપ્ત થયે બીજા ભાગમાં પ્રગટ કરીશ—ઈ.

'માળા તૂટી' ને બદલે કોઇક 'માળ તૂટયા' બોલે છે.

ઘેલાં પારવતી—વ. કહીને લોકહૃદય દેવીને બોધ આપે છે. 'ઘર માંડીને રહીએ' એ પંક્તિમાં તો જાણે પાર્વતીને પોતાની પડોશણ કે બ્હેનપણી બનાવી લીધી લાગે છે.

દેશદેશૈયા—પાર્વતીજી જવાબ આપે છે કે મારા બાપને ત્યાં ભલભલા દેશના મોટા મોટા લોકો આવ્યા છે. મારા ભાઇઓ ઠાકોર—રાજા જેવા છે. મારા બાપના જમાઇ દેવ જેવા છે. તેનેજ આમંત્રણ નહિ તે કેમ સહન થાય? કેટલાક 'ન બાપને બારણે' ને બદલે 'મારા બાપને' ગાય છે. પણ પહેલામાં વધુ અર્થ સમાય છે. ખરૂં ખોટું શું તે આગલી પંક્તિઓ મળેજ સમજાય. જેમને આવડતી હોય તે લખી જણાવશે તો ઉપકૃત થઇશ—ઇ.

## ૨ ભાઈ બહેનના વિવાહ

આવોની સૈયર, સામા સામી મળીએ
એક બીજાને કહીએ
　　　　કે વાત વિવેકની.　　૧

આવોની સૈયર, ઝીણા મોતી પોઇએ
વાંકડીઆ વર જોઇએ
　　　　કે ચંદન * બ્હેનને.　　૨

આવોને પંડયા, બેસો સામી ભીંતે
કન્યા માંગો રીતે
　　　　ચંદન બ્હેન આપશું.　　૩

આવોને પંડયા બેસો સામી સાદડી
કન્યા માંગો નાધડી
　　　　તો × × બ્હેન આપીએ.　　૪

આવોને પંડયા બેસો સામી ખુરશી
વર માંગો તો મુનશી
　　　　°કનુભાઈ આપીએ.　　૫

---

*ચંદનની જગાએ કોઇ પણ નાની બહેન કે નણંદનું નામ લેવાય છે.

°કનુની જગ્યાએ કોઇ પણ કુંવારા નાના ભાઇ અથવા દિયરનું નામ લેવાય છે.

## ૩ સાસરે જતી બ્હેનને

સાસરે જાય મારી × × બ્હેનરે આળાં
ઘુઘરીયાળાં છલ્લાં
કે માડી મોકલે. ૧

સાસરે જાય મારી એક ને રે બીજી
કાકાની ભત્રીજી
કે ચાલ્યાં સાસરે. ૨

મારા × × × બ્હેન સાસરે જાવા નીસર્યાં
ઓઢણી ચણીઆ વિસર્યાં
કે ચંદન ચોકમાં. ૩

સાસરે જાતાં સામા મળ્યા બે તાડ
માત પિતાનાં લાડ
તે કેમે વિસરે ! ૪

સાસરે જાતાં સામી મળી એક ઘોડી
રામસીતાજીની જોડી
કે ચાલી સાસરે. ૫

સાસરે સમોતી ને પિયરમાં પનોતી
મોસાળે મ્હાલંતી
ચાલી બ્હેની સાસરે. ૬

માએ મ્હલાવ્યાં ને બાપે લડાવ્યાં લાડ
ભોજાઈ મળીઆં સાંઢ
તજાવ્યા ઉમરા. ૭

સૂરજ ઉગ્યો પછવાડેની ભીંતે
આપણા ઘરની રીતે
કે બ્હેની ચાલજો. ૮

આકાશે અર્પ્યાં ને ધરતી માએ ઝીલ્યાં,
માએ ને બાપે ઉછેર્યાં
કે પરને સોંપવા. ૯

મારી તે માએ જત્ન કરી જાળવી
રત્ન કરીને રાખી
કે પરને સોંપવા. ૧૦

ખાંડણીઆ પછવાડે પડી છેરે તુવેર
મોટા ઘરની કુવેર
ચાલી બ્હેની સાસરે. ૧૧

ખાંડણીઆ પછવાડે પડી છે રે વાડકી
માત પિતાની લાડકી
ચાલી બ્હેન સાસરે. ૧૨

આવોની માલણુ આપીશ તમને પુરી
પુલે ભરજો ચૂડી
કે ચંદન બ્હેનની. ૧૩

× × બ્હેન પરણે ને મોર ચિત્તરના માંડવા
અખંડ ઉજાગરા
કે એના ભાઈના. ૧૪

## ૪ કપરૂં સાસરૂં

સાસરે જાતાં સામી મળી ખજુરી
સાસરાની મજુરી
કે કરવી દોહ્યલી. ૧

શેર દળું ને શેરીએ જઈ આવું
માડીને કહેવરાવું
કે આણાં મોકલે. ૨

પાન ખાધાં ને હોઠ નહિ રંગાયા,
જશ નહિ લેવાયા
　　　　　　　　　કે કપરે સાસરે.　૩

આજે સખી મારી આંખલડી નથી ઠરતી
માની જણી નથી મળતી
　　　　　　　　　કે બેસું ગોઠડી.　૪

મારી આંતરડી તે નહિ થાયે ટહાડી
નથી જનેતા માડી
　　　　　　　　　કે કરીએ વાતડી.　૫

આજ સખી મારો જીવલડો નથી ઠરતો
સગો વીરો નથી મળતો
　　　　　　　　　કે આણાં મોકલે.　૬

બાપાજી બાપા, નથી કરતી હું દાવા
હોળીના દીવાળીના દહાડા
　　　　　　　　　કે મારે વહી ગયા.　૭

મારા તે બાપે પરદેશ દીકરી દીધી
ફરી ખબર ના લીધી
　　　　　　　　　મુઇ કે જીવતી ?　૮

ઘઉં દળું ને ઘંટીનો ગગડાટો
સાસુજીનો ફફડાટો
　　　　　　　　　કે લાગે દોહ્યલો.　૯

સાંજ પડે મારે વાળુની રે વેળા
જેઠ જેઠાણીની સેવા
કે કરવી દોહ્યલી. ૧૦

સાંકડી શેરીમાં સાપોળીયાં ચંપાયાં
સાસરિયા વંકાયા
કે ચંદન બ્હેનનાં. ૧૧

આજ સખી મારી આંખલડીમાં ઝેણુ
આવે માની જણી બ્હેન
તો કરીએ વાતડી. ૧૨

માડી રે માડી, મોકલની તું આણા
હોળી દીવાળીનાં ટાંણાં
કે મારે વહી ગયા. ૧૩

સાસરે જાઉં તો સાસુડી સંતાપે
નણંદી કંતાવે
કે રતન રેંટીઓ. ૧૪

શેર કાંતું ને પાશેર પાડું તોડા
સાસુ નણદીના તરફોડા
કે વેઠવા દોહ્યલા. ૧૫

ઓ પેલી, ઓ પેલી ક્યા ગામની ટેકરી !
પાણી ભરે કુવે એકલી
કે કઈ બ્હેન સાસરે ! ૧૬

મહીયરમાં હોય મહેલ ઝરૂખા જાળી
આપણી રૂપાળી
સાસરિયે ઝુંપડી. ૧૭

સાસરે સાલ ને પિયર મગની દાળ
સાસુ નણંદની ગાળ
મને કેમ વિસરે ! ૧૮

સાસરે જાતાં સામી મળી એ બત્તી
સાસરીયાની ઘંટી
તે ખેંચવી દોહ્યલી. ૧૯

તળાવની પાળે માને દીકરી મળીયાં
ડુસકે ડુસકે રડીયાં
સરોવર ભરઈ ગયાં. ૨૦

તળાવની પાળે સાસુને વહુ મળીયાં
ખડખડીને લડીયાં
કે ડુંગર ડોલીયા. ૨૧

સાંજ પડે ને આથમે રવિનું તેજ
માડી કેરૂં હેત
કે મુજને સાંભરે. ૨૨

સાસરે સાલ ને પીયર મઠની દાળ
વસ્તારીનું મ્હોં બાળ
કે સાસરે નહિ ગમે. ૨૩

મારા તે બાપને સોનાનું છે દાતણ
રૂપાનો છે કૂચો.
લખેશરી ઘર પૂછો
તો મારા બાપના. ૨૪

મારા સસરાને આવળનું છે દાતણ
બાવળનો છે કૂચો
ભંડારીનું ઘર પૂછો
તો મારૂં સાસરૂં. ૨૫

બાઈ રે પડોશણ તું રે નવરી સારી
તું વડે વિસારી
જનેતા માતને. ૨૬

સાસરે સેવા ને મહીયર મીઠા મેવા
સાસુ નણંદના મ્હેણાં
મને કેમ વિસરે? ૨૭

સાસરે સેવા ને પીયર મીઠા મેવા
વસ્તારીમાં રહેવાં
પિતાજી દોહ્યલાં. ૨૮

સાસરે સેવા ને પીયર મીઠા મેવા
બાપાજીને ઘેર વે'વા
કે દીકરી મ્હાલશે. ૨૯

સાસરે સાસુ ને પીયર મારી માતા
દહાડલીઆ કેમ જાતા
તે હું નહિ જાણુતી. ૩૦

## ૫ વીરાનાં ઓવારણાં

વીરાની ઘોડીને ખાવો છે કંસાર
માંડયો છે સંસાર
કે ચંદન ચોકમાં. ૧

ચંદન ચોકમાં પાનના પથારા
રામજીના ઉતારા
વીરાને આંગણે. ૨

સાડી પ્હેરૂં ને પગે તો ઘસલાતી
બ્હેની તો કહેવાતી
કે 'હીરા' ભાઇની. ૩

તાંબાનું તરભાણું ને માંય જડાવું હીરા
સંધ્યા કરશે વીરા
કે × × બ્હેનના. ૪

મારા તે બાપે હવેલી બંધાવી
વીરાએ ચિતરાવી
કે ભાભીને મ્હાલવા. ૫

લાખનો મોગરો અડધે લાખે વેચાવું
હિસાબ કરવા તેડાવું
કે મારા વીરને. ૬

ડાબો તે ડુંગર ને જમણી આવે શેરી
વીરાની હવેલી
—ને લવંગી બારણાં. ૭

મારા × × × ભાઇ સુરત શહેરના મહેતા
સિંધુર ભરિયા સેંથા
× × × ભાભીના. ૮

આજ મેં રાંધ્યાં ખીરચુરરે થોડાં
વીરાજીના ઘોડાં
પરસાળે હણહણે. ૯

આવતા દેખું લીલી ને લાકડીએ
કસુંબી પાઘડીએ
વીરાજીને ઓળખ્યા. ૧૦

આવતા દેખું પુરી જનને ડગલે
વીર માડીને પગલે રે
ભાઈને ઓળખ્યા. ૧૧

આંબાજી ચકલે કેડ સમાણુા કાદવ
× × × ભાઈ જાદવ
કે આણું મોકલે. ૧૨

પાછલી રાતે શેકું ધાણી ને દાળીઆ
× × × ભાઈ નિશાળીઆને
ગજવે ઘાલવા. ૧૩

હાથમાં પાટી ને લટકતા રે આવે
નિશાળીઆ કહી બોલાવે
કે × × × ભાઈને. ૧૪

ચાર ખૂણે ચાર મેલું દુધના વાડકા
પીઓ × × ભાઈ લાડકા
કે બ્હેની વિનવે. ૧૫

મારા તે ભાઈને તેલની રે કુંડી
રત્નજડિત ચૂડી
રે ચંદન બ્હેનની. ૧૬

મારે તે બારણે સોના રૂપાનો દાદર
× × × ભાઈ ઠાકોર *
ચઢે ને ઉતરે. ૧૭

* સોના રૂપાને બદલે 'લાકડકુકડનો દાદર' એમ ગોઠવી જમાઇનું નામ લઈ તેને ચાકર શબ્દ લગાડે છે. એમ કહીને નાની વિવાહિત બ્હેનને ચીઢવે છે.

કચકડાની દાબડી ને માંય મોતીની શેરો
શંકરભાઈની બ્હેનો—
ને ઝુલતી દામણી. ૧૮

સોનાની દાબડી ને માંય જડેલા હીરા
મોહન ભાઈ વીરા
કે મોતી ખરીદશે. ૧૯

રેવાજીમાં સોનાનો દોરો તરતો
કાંઠે ઘોડો ચરતો
કે મારા વીરાનો.* ૨૦

વીરાની ઘોડી ખાય મોતીના દાણા
નીત્યે કરતી આણાં
કે ચંદન બ્હેનનાં. ૨૧

વાડા પછવાડી શિવજીનું છે દહેરૂં
પૂજા કરવાને તેડું
કે મારા ભાઈને. ૨૨

દેવને વહાલા ઘીના દીવાના કોડીઆં
મુજને વહાલાં ઘોડીઆં
કે બચુભાઈના. ૨૩

ચોળી સીવીને મૂકજે દરજી બખીઆ
મોહનલાલ ભાઈ સુખીઆ—
ની બ્હેનની કાંચળી. ૨૪

---

* આજ ખાયણામાં ‘ હાથાની દોરી તરતી, ગાયો ને ભેંસો ચરતી ફલાણા જમાઇની’ એવું ગાય છે.

આઘેથી દેખું દૂર દૂરને ડગલે
પરમેશ્વરને પગલે

વીરાને ઓળખ્યો. ૨૫

મારા તે ઘરમાં સોનાની તપેલી
મોટા ભાઈની હવેલી

કે ભાભીજી મોહી પડ્યાં. ૨૬

કચકડાની દાબડી ને માંય મોતીનો દાણો
વકીલ સરખો મામો

કે કયા* ભાઈનો? ૨૭

કસબી પિતામ્બર નર્મદાજીમાં ધોયા
પાતળી કમ્મરે સોહ્યા

કે મારા ભાઈને. ૨૮

મારા તે બાપને છજા ઉપર છાજ
લખેશરી બાપનાં રાજ

વીરાજી ભોગવે. ૨૯

ઉઠો પોપટજી ચાંચ ભરાયાં પાણી
કયા ભાઈની રાણી

કે દાતણુ ડોલતી? ૩૦

---

* એમ કહીને પોતાના બાળક પુત્રનું નામ લે છે.

હોળી દિવાળીને દહાડા રહ્યા છે થોડા
* વીરાએ જોડ્યા ઘોડા
કે બ્હેનીને તેડવા. ૩૧

ખાંડણીયા ખાંડતાં ખખડે હાથની ચૂડી
મહીયરીએથી મૂડી
વીરાજી મોકલે. ૩૨

મારા તે ઘરમાં દુધ સાકરનો રેલો
ચંદુભાઈ અલબેલો
કે દુધે ન્હાઈ ગયો. ૩૩

વાડીનાં વેગણ ના રે તોડશો કોઈ
પાંચમના જનોઈ
કે મારા ભાઈના. ૩૪

---

* એજ ખાયણામાં
(૧) દહાડા રહ્યા છે દશ
વીરાએ જોડ્યા રથ
(૨) દહાડા રહ્યા છે બાર
વીરાએ કર્યો વિચાર
(૩) દહાડા રહ્યા છે વીસ
વીરાએ મોકલી રીત
કે બ્હેનને સાસરે.
એમ કાંઇ કાંઈ જોડી જોડીને ગવાય છે.

ઢાકાનાં ધોતીયાં સુંદર ને સોહામણાં
ક્યા ભાઈ કોડામણા
પહેરીને નીસરે ? ૩૫

મારે તે બારણે પાણીની પખાલ
રૂપિયાની વખાર
કે મારા ભાઇની. ૩૬

લીલુડો પોપટ કચેરીમાં ઉડતો
બાપાજી સાથે જમતો
× × ભાઇ સાંજરે. ૩૭

આજે તો રાંધું કેળાંની કાતળીઓ
ચંદુભાઇ પાતળીઓ
કે જમવા નોંતરૂં. ૩૮

આજે તો રાંધું તાંદળજાની ભાજી
ભાઈ ભાભી હોય રાજી
એ લાખણો ઓરીયો. ૩૯

મારા તે વનુભાઇ દરજીડા તેડાવે
સાડી ચોળી વેતરાવે
બ્હેનીને આપવા. ૪૦

તળાવની પાળે ઇંડુ બાવાનું દહેરૂં
દર્શન કરવાનું તેડું
કે મારા ભાઇનું. ૪૧.

મારો તે વીરો અમદાવાદી મહેતો
ભરી કચેરીમાં બેઠો
ખખડાવે રૂપિયા. ૪૨

વાડીનાં વેગણુ વેરીને વઘારૂં
રાંધીને જમાડું
કે ભાઈ ભોજાઈને. ૪૩

ઉંચીરે મેડી ને ઝગઝગતા છે જામા
દેસાઈ સરખા મામા
કે * બચુભાઈના. ૪૪

મારા તે ઘરમાં સામાસામી ખીંટી
રત્ન જડેલી વીંટી
વનુભાઈના હાથમાં. ૪૫

મારો તે વીરો મુંબાઇ શહેરનો સુબો
માણેકચોકમાં ઉભો
કે અમ્મર મૂલવે. ૪૬

વીરાજી વીરાજી, અમ્મર લેજો બે ચાર
બ્હેનડીનો આધાર
કે લુખ્ખું સાસરૂં. ૪૭

---

* અહીં પોતાના બાળક પુત્રનું નામ લે છે.

આજ સખી મારી આંખલડીનો હીરો
આવે માડીજાયો વીરો
તો માંડું ગોઠડી. ૪૮

ખાંડણીયાં પછવાડે પડ્યું છે રે કેળું
નિશાળીઆનું તેડું
ફુલાણા ભાઇને. ૪૯

આવતા દેખું દૂર દિલ્હીને છેટે
બ્હેન કરીને ભેટે
માડી જાયા હોય તે. ૫૦

માડીના મેવા ને બાપની મીઠાઈ
વીરાની સગાઇ
તે ટાળી નવ ટળે. ૫૧

વીરાજી, વીરાજી, વરણાગી કરીએ થોડી
બારણે બાંધી ઘોડી
કે લીલા જવ ચરે. ૫૨

વીરાની ઘોડીને ખાંડનાં છે ખાવાં
મોટે ઘર તેડવા જાવાં
વીરાની બ્હેનને. ૫૩

## ૬ ભાઈ ભાભીની મજાક

ભાઇ જમે ને ભાભી તો ડાકાવે
રખેને નણુદી આવે
કે મારે બારણે. ૧

નહિ આવું નહિ આવું ભાભી, તમારે બારણે
કોણ ઝુલવશે પારણે
કે ફીકા * ભાઇને ! ૨

સડકવાળા તારી સડક લાંબી ટુંકી
ભાભીને ચોરે લુંટી
કે ભાઇજી એકલા. ૩

ખાંડણીયા ઉપર પડી છે ન્હાની ભૂકી
+ + વહુ છે સુક્કી
+ + ભાઇને નહિ ગમે. ૪

---

* ભાઇના છોકરાનું નામ લેવાય છે.

કુવા પછવાડી કેવડીઆનો છોડ
+ + + ભાભી પુવેડ
કે ભાઇને નહિ ગમે. ૫

ઘંટી પછવાડી સવા લાખની વાળી
+ + ભાભી બહુ કાળી
+ + ભાઇને નહિ ગમે. ૬

પણીઆરા પછવાડે પડ્યું છે રે દાતણ
ભાભીનું દોઢ ડહાપણ
કે મુજને બહુ ગમે. ૭

ચૂડો પહેરે ને કંકણ તો કાડેલાં
ભાભીજી ભાઠેલાં
ને વીરા વરણાગીઆ ૯

ઓ પેલો ઓ પેલો ભાઈનો સાળો આવ્યો
ભાભીને લઈ ચાલ્યો
કે ભાઈ રહ્યા એકલા. ૧૦

ખાંડણીયા પછવાડે મૂકી છે રે કુંચી
+ + ભાભી ઉંચી
વીરાજી ઠીંગણા. ૧૧

કુવા પછવાડે કારેલાની વેલ
+ + ભાભી કુવેડ
ને ભાઈ વરણાગીઆ. ૧૨

ભાઈ છે ભોળા ને ભાભી આવી છે ધૂતારી
હૈયેથી ઉતારી
વીરાએ બ્હેનડી. ૧૩

થર પહેરૂં, થર પહેરૂં વચ્ચે રે કારેલી
ભાભીજી છે ભાઠેલી
ને વીરો છે વાણીઓ. ૧૪

મારે તે બારણે એઠાજૂઠાનું કુંડું
ભંગીઆ કરતાં ભૂંડું
× + ભાઇનું સાસરૂં. ૧૫

આવો પોપટજી, ચાંચ ભરાયાં પાણી
કયા ભાઇ ને રાણી
હીંડોળે ઝૂલતા? ૧૬

ઓ પેલો, ઓ પેલો હોડીવાળો આવ્યો
ભાભીજીને લઈ ચાલ્યો
કે ભાઈજી એકલા. ૧૭

ખાંડણીયા ઉપર વેરાયા છે ઝાલર
* * ભાભીના પાલવ
હીરા મોતી ભર્યા. ૧૮

આગલા મેડામાં કાથા ચુનાની ડબ્બી
* * ભાઇની છબ્બી
ભાભીના ડોકમાં. ૧૯

ખાંડણીઆ ઉપર પડી છે રે પરતી
* ફુલાણી વહુ છે ફરતી
કે ભાઈને નહિ ગમે. ૨૦

## ૭ માડીનું હેત

ઘડો ફુટે ને રઝળે જેવી ઠીકરી
મા વિણુ રઝળે દીકરી
કે આ સંસારમાં. ૧

ગોળ વિનાનો મોળો જે કંસાર
મા વિણુ સૂનો સંસાર
કે સૌને લાગશે. ૨

* એ પ્રમાણે, પડી છે દોરી—વહુ છે ગોરી, પડી છે થાળી—વહુ છે કાળી પડયાં છે રીંગણાં—વહુ છે ઠીંગણી, પડી છે કુંચી—વહુ છે ઉંચી, તુવેર ફુવેડ, ધાણી—માણી, ચોખા—ભાખા, એમ કંઈ કંઈ જોડકાં ગોઠવીને ગવાય છે.

સાંજ પડે ને આથમે રવિનું તેજ
સાંભરે માડીનું હેત
કે બેની સાસરે. ૩

ટોળા વિખૂટી રઝળે મૃગલી જેવી
મા વિણુ રઝળે તેવી
દીકરી સંસારમાં. ૪

વરસાદ વરસે ને ભાદરવાની હેલી
માડી કહે મારી વેલી
વિલુ ક્યારે આવશે ? ૫

હોડીવાળા હોડીવાળા તારી હોડી હંકાર
મહીયર મારૂં દેખાડ
પેલે પાર ઢુંકડું. ૬

હોડીવાળા હોડીવાળા તારી હોડી હલકારી
વાટ જૂએ મહીયારી
કે પહેલા પહોરમાં. ૭

માડી રે માડી* ન જોઇએ મને સાડી.
જનમની ઓશિયાળી
કે તારા દુધની. ૮

ખંભાતી તાળાં કુંચી વિના દેવાય
માડી વિના તે રહેવાય
કેમે કરી જગતમાં ! ૯

---

* 'ન જોઇએ મને' બદલે 'ન ધોઈ તારી' એવું પણ ગવાય છે.

## ૮ દીકરી પરણાવવા વિષે

સોનાનું દાતણ ને તેને રૂપાનો કુચો
જમીદારના ઘર પૂછો
કે ચિંતા ઉતરે. ૧

મારા તે બાપે તાપી કિનારા જોયા
જોયામાં ન જોયા
જમાઇના ઝુંપડા ! ૨

મારા તે બાપે વહાણે ચઢી વર જોયા
મૂરખ વરને મોહ્યા
મૂળાપણી વેચતા. ૩

મૂળાપણી વેચીને લાવ્યો કડબનો ભારો
એ દીકરીનો જન્મારો
કે જાવો દોહ્યલો. ૪

મારા તે બાપે વહાણે ચઢી વર જોયા
ચતુર વરને મોહ્યા
કે ચોપડા વાંચતા. ૫

ચોપડા વાંચીને લાવ્યો રૂપીઆ થેલી
ઘરેણાંની ઘેલી
ઘડાવું સાંકળા. ૬

મારા તે બાપને નળીઆ ઉપર નળીયું
દેસાઇ બાપનું ફળીયું
વીરાજી મૂલવે. ૭

મારા તે બાપને ડગલે ડગલે દોટી
કન્યા થઇ છે મોટી
કે વરવા જેવડી. ૮

સૂરજ બાપા, હું તો તમારી બેટી
કોરા ઘરેણાંની પેટી
કે મારે જોઇશે. ૯

અંડેરી ગંડેરી ધરમપુરની ધજા
દીકરી પરણાવ્યાની મઝા
કે સુરત શહેરમાં. ૧૦

બાપાજી બાપા તમે મીઠું મધ પીજો
દીકરી પરણાવવા જાજો કે
મોટા શહેરમાં. ૧૧

* મારા તે બાપને દીકરીઓનાં ડાલાં
સાંજ પડે ઘર ઠાલાં
લખેશરી બાપના. ૧૨

મારા તે બાપને એકજ દીકરી હોજો
સારા વરને જોજો
કે ચિંતા ઉગરે. ૧૩

મારા તે બાપે ગામડા જોયા સંધા
દીકરી લાડકી અંબા
ને મૂકયા માળવે. ૧૪

મારા તે બાપે પરદેશ દીકરી દીધી
ફરી ખબર ના લીધી
મુઈ કે જીવતી? ૧૫

બાપાજી દીકરી પરદેશમાં ના દેશો
મૂઆ પછી ના રોશો
કે મોભેણુ દીકરી. ૧૬

---

* આના પ્રતિગીતમાં
મારા બાપને દીકરાઓના ડાલાં,
સાંજ પડે અજવાળાં
કે વહુઓ આવશે.
એ પ્રમાણે ગવાય છે.

મારા તે બાપે ત્રાજુડીમાં તોળી
ભર્યા કુટુંબમાં બોળી
કે દાદા દીકરી. ૧૭

બાપાજી આંબો થડ જોઇને રોપાવજો
ઘર જોઇને પરણાવજો
કે દાદા દીકરી. ૧૮

બાપાજી બાપા, મેં શું કરીયાં પાપ !
ભલે ને ભાદરવે
વળાવી સાસરે ! ૧૯

બાપાજી બાપા, સાળુ મળે તો લેજો
સારૂં ઘર જોઈ દેજો
કે ચિંતા ઉગરે. ૨૦

માડીએ જનમી ને બાપે તે પરણાવી
ભાઇએ વળાવી
જા બ્હેની સાસરે. ૨૧

## ૯ વહુવારૂને

હોડીવાળા હોડીવાળા, તારી હોડીમાં રેતી
+ + + વહુ મહેતી
કે પાર ઉતારજે. ૧

હોડીવાળા હોડીવાળા તારી હોડીમાં પાણી
+ + + વહુ કાણી
કે પાર ઉતારજે. ૨

હોડીવાળા હોડીવાળા તારી હોડીમાં ગાડી
આવે × × વહુ ગાંડી
કે પાર ઉતારજે. ૩

આજ તો રાંધું લાપશી લચકારી
× × × વહુ મચકારીને
જમવા નોતરૂં. ૪

આવોની માલણુ આપીશ કટકો રોટલો
પુલે ભરજે ચોટલો
કે કુંદન વહુનો. ૫

+ + વહુ રાણી ને હાથમાં ચલાણી
અંબિકા ભવાની
ને પૂજવા નીકળ્યાં ૬

બારીએ બેસી કંકુડા અજવાળું
ઘેણુ કરી શણગારૂં
કે ચંદન વહુને. ૭

તળાવની પાળે ઉડે મચ્છરાંની ઝેણુ
આવતી × × વહુ ઘેણુ
—ના પગ પૂજશું. ૮

સાંકડી શેરીમાં નાગ સાપના ઓળા
વહેલા ભરજો ખોળા
કે ચંદન વહુના. ૯

કઈ વહુ લીપે ને કઈ વહુ તે થાપે?
કઇ વહુ તે પાડે
સિંધુરિયા ઓકળી? ૧૦

+ + વહુ ને × + વહુ દેરાણી જેઠાણી
મુંબાઈની શેઠાણી કે
પટિયા પાડલી.
(અથવા) અદ્ધર ચાલતી. ૧૧

સાંકડી શેરીમાં સાપ આવે ને જાય
હું જાણું બાપ જાય
કે × × વહુનો. ૧૨

× × વહુ કીકીને પાંચ વરસે પરણાવજો
જમાઈને રમાડજો
કે ઘીલ્લી દાંડીયે. ૧૩

ખાંડી ખુંડીને ભરૂં હું ગાગર બરણી
પાંચમનાં અઘરણી
+ + વહુનાં. ૧૪

ખાંડી ખુંડીને ભરૂં હું ગાગર ગોળા
પંચમાસીના ખોળા
+ + વહુનાં. ૧૫

## ૧૦ વરને

સોનાની થાળી ને રૂપાનો રે વાડકો
જમશે જમાઈ લાડકો
કે મારા બાપનો. ૧

## ૧૧ બ્હેનને

* ભાંગેલા ઘરમાં ભાંગ તણો ભંગાર
હૈયાનો અંગાર
કે કઈ બ્હેન હોલવે ? ૧

મારે તે બારણે કેળ છે કનેરી
પાતળીઆ બનેવી—
ને જમવા નોંતરૂં. ૨

ભાઇ × × બ્હેનની ખબર પૂછી આવો
દિલ્હીનો દરવાજો
કે ખુલ્લો મેલશું. ૩

મારે તે બારણે ફુલ ગુલાબનું કુંડું
ભઠીઆરાથી ભુંડું
કે × × બ્હેનનું સાસરૂં. ૪

---

* જવાબના ખાયણામાં 'ચૂલાનો અંગાર કે ફલાણી બ્હેન હોલવે' એમ કહી નામ લેવાય છે.

મારે તે બારણે કાદવ કચરાની ઓટલી
× × × જમાઈની ચોટલી
કે ચોર કાપી ગયા. ૫

દમન સુમનના સામાસામી બારણાં
વચ્ચે ફુલનાં પારણાં
અરૂણભાઈનાં ઝુલતાં. ૬

આજ સખી મારી આંખલડીમાં ઝેણુ
આવે માની જણી બ્હેન
તો કરીએ વાતડી. ૭

પરસાળે રમે મારી ઉષાબ્હેનરે બાળા
ખરા મોતીની માળા
કે એના ડોકમાં. ૮

શેર કાંતે ને પાશેર પાડે તોડા
વાંકા તે અંબોડા
નર્મદા બ્હેનના. ૯

સાસરે જાય મારી સુંદર બ્હેનરે અમખા
ભરત ભરેલા કમખા
કે માડી મોકલે. ૧૦

સાસરે જાય મારી નર્મદા બ્હેન નાગર
લાડુ ભરેલી ગાગર
કે માડી મોકલે. ૧૧

* ચૂનીલાલ તું તો જનમનો છે બૂધી
રતન કન્યા રૂંધી
કે જડી બ્હેન સાસરે. ૧૨

મારે તે બારણે બેઠા તે બુજારા
સાસરીયા પીંજારા
કે ચંદન બ્હેનના. ૧૩

ખાદીના સાળુ સાબરમતીમાં ધોયા
પાતળી કમ્મરે સોહ્યા
કે કઈ બ્હેનની. ૧૪

સાંકડી શેરીમાં ઘડનારો શું ઘડશે ?
જડનારો શું જડશે
કે બ્હેનની બંગડી. ૧૫

... ... બ્હેન પરણે તો બ્હેનપણીઓ તેડાવું
સાળુડા પહેરાવું
કે કસબી કોરના. ૧૬

તાપીને કાંઠે કરકડીઓ થુવેર
આણે આવશે હિયેર
કે + + બ્હેનનો. ૧૭

---

* એ પોતાની વહુને પીયર મોકલતો ન હતો તેથી તેના સાસરીયાએ ખાયણું જોડીને ગાયું છે.

કાળી તે કોયલ આંબલિયામાં રમતી
બાપાજી ભેગી જમતી
…… બ્હેન નાધડી. ૧૮

ક્યા* લાલને માથે તેલ દીવેલના કુડા
રત્ન જડેલા ચૂડા
તે કઈ બ્હેનના. ૧૯

સાંકડી શેરીમાં પડ્યું છે રે પુલ
મેં જાણ્યું પડ્યું ફુલ[1]
કે નાધડી બ્હેનનું. ૨૦

આવજે બ્હેની ઘારીપુરી જમાડું
સાડી પહેરાવી વળાવું
કે તારે સાસરે. ૨૧

સૂરજ ઉગ્યો ગૌરી ગાયને ખીલે
ક્યા ભાઇને ટીલે કે
સૂરજ ઝળહળે ? ૨૨

સૂરજ ઉગ્યો આશાપૂરીને ઓટલે
* * બ્હેનને ચોટલે
કે સૂરજ ઝળહળે. ૨૩

---

* એમ કહી નાની બ્હેન તથા તેના વરનાં નામ ગોઠવી ગાય છે અને બ્હેનને ચીઢવે છે.

1 ફુલ એક જાતનું પ્રાચીન આભૂષણ (ચોકડું) હતું.

મારા તે ઘરમાં સૂડી ને સોપારી
હેખંતી રૂપાળી
* * બ્હેનની ચૂડલી. ૨૪

આજ હું ગઈ'તી ધોબીને ઓવારે
* લાલ ગમારે
મને ના ઓળખી. ૨૫

## ૧૨ પરચુરણ

આ રે જગતમાં એક મોટી ખોડ
સરખે સરખી જોડ
કે મળવી દોહ્યલી. ૧

ચંપા ને ભાનુ બંને છે બ્હેનડીઓ
નવરંગી ચુંદડીઓ
બળેવે પહેરશે. ૨

સૂરજ ઉગ્યો ગવરી ગાયની મ્હોરી
× × બ્હેનની ચોરી
કે ચંદ્ર તેજે કરી. ૩

---

* જમાઈનું નામ લેવાય છે.

દેવને વ્હાલી પુલની રે પાંતરી
મંને લાગી વહાલી
ભાભીની ઘાટડી. ૪

રામજી કાળા ને લક્ષ્મણજી છે ગોરા
બળભદ્રજી છોગાળા
ને કૃષ્ણજી શ્યામળા. ૫

મારી તે કોકડી આકળી ને ઉતાવળી
નિત્યે પડજો કાંકરી
અદેખાની આંખમાં. ૬

કાંતી પીંજીને મ્હેં તો કર્યાં છે ગોળા
અદેખાના ડોળા
રે હવે ફોડીઆ. ૭

રેંટીઓ ભાંગીને હું તો ગઇ'તી કાશી
* રેંટીઓ સંન્યાસી
કે આગળ ફરી વળ્યો. ૮

---

* આ ખાયણામાં ઉંડું તત્વજ્ઞાન ભરેલું લાગે છે. રેંટીઓ ભાંગીને એટલે કે સંસારની માયાજાળનાં બંધન તોડી ફોડીને મેં વૈરાગ્ય ધારણ કર્યો. સંસારને ત્યાગીને કાશીએ જઇને વસી. પણ હું તે શું સન્યાસ લઈ શક્તી હતી? સંસારની માયા જાણે પોતેજ સંન્યાસી હોય તેમ માનવી પાછળ સર્વત્ર ભટકે છે. કાશીએ—જંગલમાં—જઇ વસી ત્યાંયે મ્હેં મારી આસપાસ માયાના ગુંચળાં બંધાયલાં જોયાં. અર્થાત માયાનાં બંધન તોડી છૂટવું મુશ્કેલ છે.

રેંટીઓ ભાંગીને ગઇ'તી હું તો મોસાળ
મામીએ કંતાવ્યા
કે મામાનાં ધોતીઆં. ૯

ઝીણું કાંતો, ઝીણું કાંતો મામાની ભાણેજી
જાતાં રે સીવડાવીશ
સોના કાપડું. ૧૦

કાંતો તો પામશો લીલા અજનું કાપડું
નહિ તો પામશો પાંદડું
કે લીલાવડ તણું. ૧૧

કોરી સાડી ને કેડમાં તો ખૂંચે
વહેવારીઆ ઘર પૂછે
પનોતા બહેનનાં. ૧૨

સોનાનું તરભાણું ને માંય જડાવું મણિ
સંધ્યા કરશે ધણી
કે + × × વહુનાં. ૧૩

હોડીવાળા હોડીવાળા, તારી હોડીમાં કપુર
* + × + ભાઇ ચતુર
કે પાર ઉતારજે. ૧૪

---

* કપુરને બદલે ખારેક—પારેખ, ખજૂર—મજૂર, આરસી—પારસી વગેરે જોડકાં મૂકીને ગવાય છે.

મીઠાવાળા તેં મીઠું મોંઘું કીધું
રૈયતને દુઃખ દીધું
અંગ્રેજના રાજમાં. ૧૫

આ રે જગતમાં નારીનો નહિ ભાર
હલકો તે અવતાર
કે અબળા જાતનો. ૧૬

અંબાજીના દહેરામાં પેસંતી રે નામું
નીકળતી તો માંગું
કે ભાઈ ભોજાઈને. ૧૭

ભાઈ, ભાગેણી ભાગળે મૂક દરવાજા
બંસીલાલ વરરાજા
—ની આવે પાલખી. ૧૮

કચરો વાળોને × × × વહુ પુવેડ
બંસીલાલ કુંવર
—ની આવે પાલખી. ૧૯

મારા તે ભાઈનો રેવંતો રે ઘોડો
જડિત્ર અંબોડો
કે મારી બહેનનો. ૨૦

+ + વહુ ને + × વહુ દેરાણી જેઠાણી
મુંબાઈની શેઠાણી
કે અદ્ધર ચાલતી. ૨૧

પૂનમનો ચંદ્ર છે રાતો ને રઢિયાળો
નારી જનમ ઓશિયાળો
કે આ સંસારમાં. ૨૨

મારી તે વેવાણુ ચાવે છે ઘણું પાન
વેવાઈ વેઠે છે રાન
કે લાકડાં કાપતા. ૨૩

મારી દેરાણી નિત્ય પહેરે છે સેલા
દીયરજી બહુ મેલા
કે બોળ્યા તેલમાં. ૨૪

* કાચની દાબડી ને અગર ચંદનનું ઢાંકણું
રામસીતાનું સાસરૂં
દ્વારિકા વેગળું. ૨૫

મારા તે બાપને એકજ દીકરી હોજો
હિંડોળા ખાટ જોજો
કે બ્હેનને ઝૂલવા. ૨૬

મારા તે બાપને વેડજ ઉપર વીંટી
દોલત ઉપર દીઘી
કે કઈ બ્હેન સાસરે. ૨૭

---

* આ ખાયણુમાં શું અર્થ છે તે સમજાતો નથી છતાં કેટલેક ઠેકાણે ગવાતું સાંભળ્યું છે ખરૂં.

ભર્યા સમુદ્રમાં ચીમનભાઈ અંગોળે
બાબરીઓ ખંગોળે
કે મણુ મોતી ખરે. ૨૮

ખાળકૂડીમાં કુંદનલાલ અંગોળે
બાબરીઓ ખંગોળે
કે મણુ કીડા ખરે. ૨૯

દરજીડા તું ચોળી સીવજે તતડતી
ચંદન વહુ બબડતી
કે ચોળી પહેરશે. ૩૦

આવો ભાભીજી ધમ્માધમ્મી કરીએ
મોટા ઘર ગજવીએ
લખેશરી સાસરા. ૩૧

શોક મરે તો સાળુડા રંગાવું
દીયરને બંધાવું
કસુંબલ પાઘડી. ૩૨

શોક મરે તો સાથીઆ પૂરાવું
વચ્ચે રે રોપાવું
કે કડવો લીમડો. ૩૩

કડવે તે લીમડે કડવી કડવી ડાળો
શોકનો ભાઈ રીસાળો
કે લડવા આવશે. ૩૪

આવળનું દાતણુ ને ધંતુરાનો કૂચો
અભાગીઆ ઘર પૂછો
તો શોકના બાપના. ૩૫

મારા તે ઘરમાં દરિયા જેવડી ડોલ
સાસુજી સમતોલ
કે મીઠડાં લાગતાં. ૩૬

બાપાજી બળીઆ, નહિ પ્હેરૂં છાયલ ચણીઆ
પહેરાવો તો પહેરૂં
પિતામ્બર ધોતીયાં. ૩૭

મારે તે બારણે કેળ અને કંદોઇ
જેઠ અને નણદોઈ
કે આણે આવશે. ૩૮

ખાયણા માયણા સદાયે સોહામણા
એકને અળખામણા
કે ભાભીજી * બોબડા. ૩૯

આજ સખી મેં તો રાંધી'તી ખીર ને પોળી
સાસરીયાની ટોળી
આવીને જમી ગઇ. ૪૦

---

* બોબડા હોવાથી ભાભીને ખાયણાં ગાતાં ક્યાંથી આવડે ?

આજ સખી મેં તો રાંધી'તી રે કણુકી
નાની સરખી નણદી
આવીને જમી ગઇ. ૪૧

ઉઠો પોપટજી ચાંચ ભરાયાં દુધ
રેવાજી ભરપૂર
કે હોડીઓ ચાલતી. ૪૨

ઉઠો પોપટજી ચાંચ ભરાયાં નીર
દુધની કરિયે ખીર
કે ભાઇને જમાડવા. ૪૩

આવળનું દાતણુ ને બાવળીઆનો કુચો
વાઘરીનું ઘર પૂછો
તો × × બ્હેનનું સાસરૂં. ૪૪

મારા તે બાપને ખડકી ઉપર ખડકી
દીકરીઓ પારવતી
ને વહુઓ વીજળી. ૪૫

ટોપીવાળા તારી અક્કલની બલિહારી
પહાડમાં કોચી ગાડી
કે તારા રાજ્યમાં. ૪૬

આજ હું ગઇ'તી આરે ને ઓવારે
+ + + જમાઈ ગોવાળે
મને ના ઓળખી. ૪૭

સોનાની થાળી ને સિંધુરે અજવાળી
+ + બ્હેન મહિયારી
તે પૂજવા નીસરી. ૪૮

મારા તે બાપની દીકરી લાડવંતી
બારીએ બેસંતી
મને કોણ ઓળખે? ૪૯

દીકરી મરજો ને બાપાજી વધાઇ લેજો
વીરાજીને કહેજો—
—કે પનોતી ઉતરી. ૫૦

રતન તે દીકરી ને રતન છે જમાઇ
કૃષ્ણજી સરખા વેવાઇ
કે મારા બાપને. ૫૧

મારી તે શોકને સ૦વા શેરની કાંઠલી
ખરે બપોરે ખાટલી
કે નીકળે શોકની. ૫૨

મારી તે શોકને સ૦વા બસેંના તોડા
ફજેતીના વરઘોડા
સવારના પહોરમાં. ૫૩

મારે તે બારણે સામાસામી ભીંત
સાસરીયાની રીત
કે × × વહુ શીખજો. ૫૪

સુરતની બેટી ને નવી ઘડાવે પેટી
ન્યાતીલાથી રહે છેટી
તે મુંબાઇ શહેરમાં. ૫૫

મુંબાઇના શેઠીઆ ખાડી ખાબોચીએ રખડે
કન્યા માટે ટવળે—
કાણી બ્હેન આપશું. ૫૬

ભાઈ કરતાં મને ભત્રીજો ઘણો વહાલો
ભાભીજીને બોલે
ભત્રીજો અળખામણો. ૫૭

દેવના દહેરામાં ટોપલો ભરી પરસાદ
ભલે આવ્યો વરસાદ
કે દુનિયા જીવશે. ૫૮

ઝાંઝર પહેરૂં ને ઝમ્મક ઝમ્મક ચાલું
બંગડી વિના લજવાઉં
શ્રીમાળીની ન્યાતમાં. ૫૯

અમારે બારણે સામાસામી ગોખ
સામા ઘરની શોક
સવારે નિત લડે. ૬૦

* ચહાદાસ લાવ્યો દોઢ બદામની ભાજી
પીરસનારી લાજી
× × બ્હેન સાસરે. ૬૧

---

* કલ્પિત જમાઇનું નામ.

ઉંચી તે મેડીએ ધગધગતી રસોઈ
દેસણુ સરખી ફોઈ
તે ફીકી બ્હેનની. ૬૨

ભાભીજી ભાખરો ને દેરાણીજી કઢી
ઉઠો ભાભીજી રડી
તમારી દીકરી. ૬૩

કુવાની પાછળ ખાલી ગાગર ડોલે
ઘેર પરોણા બોલે
ભાભી તારો માજણ્યો. ૬૪

મારા તે ઘરમાં સામાસામી ટોલ્લા
× × લાલ (જમાઇનું નામ) છે ઘોલ્લા
નિત જમવા આવતા. ૬૫

કાશીને પાદરે ખદબદતી છે કુઇઓ
ફફડતી છે ફુઇઓ
પછેડી મોકલે. ૬૬

ખાંડણીઆ ખાંડતાં ખખડે હાથનાં કાંકણુ
મોટા ઘરનાં ઢાંકણુ
કે × × બ્હેન સાસરે. ૬૭

ખાંડણીઆ પછવાડે પડયું છે રે કલ્લું
* * બ્હેનનું પલ્લું
+ + લાલ ખાઇ ગયા. ૬૮

બાપાજી બાપા, મોટા ઘર ના જોશો
મૂઆ પછવાડે રોશો
કે મોભેણુ દીકરી. ૬૯

માડી મરજો ને દીકરીઓએ મરજો
માડી પહેલાં માશીની
છ માસી વાળજો. ૭૦

હું યે મરૂં ને જગજીવનને જાણું
મિથ્યા ઢુંકડું ટાણું
કે જન્મોજન્મનું. ૭૧

અકડી ને કકડી મુંબાઇ મોટી નગરી
સુરત નાંખ્યું કચડી
નવસારી પગ તળે. ૭૨

ફોઈ રે ફોઇ, તારી ભત્રીજી મોઈ
ઓઢણી ચણીયા ધોઇ
કે બચકે બાંધજે. ૭૩

મારે તે નાકે સવ્વા બસેંની વાળી
ખરે બપોરે બાળી
કે મારી શોકને. ૭૪

* કાશીની વાટે માને દીકરી મળીઆં
ખડખડીને હસીઆં
કે સરોવર ભરાઈ ગયાં. ૭૫

*આના કરતાં 'તળાવની પાળે મળીઆં'ની કલ્પના વધારે સચોટ ને યોગ્ય છે.

કાશીની વાટે સાસુ ને વહુ મળીઆં
ખડખડીને વઢીઆં
કે ડુંગર ડોલીઆ. ૭૫

અરદેશરની પેટીમાં સ૦વા બશેરો તોડો
અરદેશરનો ઘોડો
નાખુદા વાપરે. ૭૬

ગોળ વિનાનો મોળો રે કંસાર
મા વિના સૂનો સંસાર
અકારો લાગતો. ૭૭

સાંકડી શેરીમાં હાથીડા ઘેરાયા
ચૂડલા વ્હેરાયા
કે × × × બ્હેનના. ૭૮

મારે તે બારણે દુધ સાકરનો રેલો
વનરાજ ભાઈ અલબેલો
કે માંય ફરી વળ્યો. ૭૯

ભૂલેશ્વર આગળ ભોંય પડયો છે અડધો
× × × લાલ છે મડધો
કે અડધો લઈ ગયા. ૮૦

× × × ×

મારી માડીએ મહેર કરી છે આજે
મૂકી ભણવા કાજે
કે પોથી હાથમાં. ૮૧

પોથી આપીને મુજને ભણવા મૂકી
ભણતાં ભણતાં ચૂકી
કે રમતમાં હું પડી. ૮૨

રમત રમેથી પાઠ પડયો છે મારો
જ્યારે આવ્યો વારો
ભણેલું ભૂલી ગઈ. ૮૩

ભૂલ પડેથી નીચે જઈને બેઠી
ચાનક મનમાં પેઠી
ફરી નહિ વિસરૂં. ૮૪

વિસરવાથી બ્હેનપણીઓ હસતી
મૂકીને હું મસ્તી
કે બેઠી ગોખવા. ૮૫

ગોખી કરીને બોધવચન કર્યું મ્હોડે
બેઠી સૈયર જોડે
પરીક્ષા આપવા. ૮૬

પરીક્ષામાં માન મળ્યું છે ભારી
મૂરખ રહેલી નારી
બળેલું બોલતી. ૮૭

× × × ×

મોડેથી ખાયે ને પેટને મારગ કાઢે
આખાનો ચૂરો વાળે
એવી કોણ પાપણી ! ૮૮

જુવાર બાજરી ઘઉં દાણા કહેવાયે
ચૂરો બની લોટ થાયે
ઘંટી ફેરવ્યા થકી. ૮૯

× × × ×

મુખ કાળું ને રાતી સાડી સોહાવી
સોનાની સંગે તોળાવી
બરોબરી તે કરે. ૯૦

ચણોઠી તોલમાં રત્તી વજન લેશે
સોનાની સામે બેસે .
બરોબરી એ કરે. ૯૧

× × × ×

મારી તે કાકી કાદવની છે કોઠી
સાસરૂં આપ્યું શોધી
કે નાંખી દુઃખમાં. ૯૨

મારી તે માડીએ હરખથી વળાવી
ફરી નહિ તેડાવી
પડી હું તો સાસરે. ૯૩

સાસુએ કહાડી ને માડીએ ના બોલાવી
બેનીયે ના પૂછી
કે દુઃખની વાતડી. ૯૪

મારા તે ઘરમાં ઝગમગતો છે દીવો
ભાઈ ભાભી ઘણું જીવો
કે આપે ચુંદડી. ૯૫

મારા તે ઘરમાં સોનાની છે ઘડુલી
ભાભીજીની મઢુલી
ઘણેરી શોભતી. ૯૬

મારી સાસુ તો સાકર કરતાં મીઠી
જોડ ન જડશે દીઠી
અદેખી એટલી. ૯૭

મારા તે ઘરમાં સોના રૂપાની થાળી
તોય ભાભી જાય ચાલી
કે મહિયર મ્હાલવા. ૯૮

ખાંડુ હળું ને ધબોધબરે વાગે
ભરેલાં ઘર ગાજે
લખેશરી બાપનાં. ૯૯

ઓ પેલો, ઓ પેલો હામોહરીઓ કૂઓ
અફીણ ખાઈને મૂઓ
ચકાનો ચૂનીઓ. ૧૦૦

આવોને માલેણ મોતી શેરો પોઈએ
ઘોડે ચઢતાં જોઈએ
રે...ભાઈને. ૧૦૧

દેવની ઓરડીમાં ચીર સિંદુરનો સાથીઓ
......ભાઈ હાથીઓ
......ભાઈની જોડમાં. ૧૦૨

......ભાઇ ને......બન્ને છે રે વીરા
વીટીંમાંના હીરા
ઝવેરી પારખે. ૧૦૩

મારા તે બાપે ઉંડા કુવામાં નાખ્યાં
ઉપર ઢાંકણુ દીધાં
તે સુરતી શહેરનાં. ૧૦૪

સાસરે જાવા......બ્હેન રે નીસર્યાં
ચાંપલીઆ તો વીસર્યાં
રતન ગોખમાં. ૧૦૫

ઉઠો વીરાજી ઘોડીઓ જોતરાવો
ચાંપલીઆ પ્હોંચડાવો
રે......બ્હેનને. ૧૦૬

કઈ બ્હેનને કસુંબા ને કઈ બ્હેનને ગંડેરીઆ
કઇ બ્હેનને પહેરણુ
નવરંગ ચુંદડી. ૧૦૭

સાસરે જાય મારે કંઈ બારે હેલ્યો
ઘમઘમતી રે વહેલ્યો
વીરાજી મોકલે. ૧૦૮

× × × ×

ધાવી કરીને કુબજાના લીધા પ્રાણ
મામાને થઈ જાણુ
શકટાસુરને મોકલ્યો. ૧૦૯

ગાડાને વેશે શકટાસુરરે આવ્યો
કૃષ્ણજીએ તેને માર્યો
કે લાંબા પગ કરી. ૧૧૦

સુખમાં સોની ને દુઃખમાં સાંભરે રામ
દામના ગુલામ
સૌ આ સંસારમાં. ૧૧૧



ગાંડીવ બાલોદ્યાનમાલાઃ પુષ્પ ૧૯ મું

# બાળવિહાર (૨)

ઉપલાજ ધોરણ પર આ બીજો ભાગ તૈયાર કરવામાં આવ્યો છે. એમાં ફોનોગ્રાફ. હારમોનિયમ, પાણીના નળ. જાદુના ખેલ, કૅમેરા, સ્ટવ વિગેરેની કરામતો સમજાવવામાં આવી છે. બાળકને એમાં ખૂબ રસ પડશે. કિંમત માત્ર છ આના રાખી છે. ટ. ખ. જુદું.

ગાંડીવ બાલોદ્યાનમાલાઃ પુષ્પ ત્રીજું

# બિરબલનો બન્ધુ

અકબર અને બીરબલની દરબારી વાતો તો ઘણાયે સાંભળી છે ને દર વરસે હલકી બારે ચોપડીઓને સ્વરૂપે તેની લાખો નકલો ખપે છે. એ બિરબલનાજ ભાઈ કહેવડાવવાને લાયક રાયા અને અપ્પા નામના બે દરબારીઓ આંધ્ર દેશમાં થઇ ગયા. તેઓના હાજરજવાબીપણાની, યુક્તિ ચતુરાઈની અને જાતજાતનાં પરાક્રમોની વાતો મશહૂર છે. મદ્રાસ ઈલાકામાં એક પણ ઘર નહિ હોય, જ્યાં આ વાતો વંચાતી નહિ હોય. ગુજરાતમાં તે પહેલીજ વાર આમ બહાર પડે છે. અને વળી તેને સચિત્ર પણ બનાવેલ છે. કેટલીક વાતો એવી છે કે તે વાંચીને હસતાં હસતાં પેટ દુઃખવા આવશે. બાળકોની બુદ્ધિની ખીલાવટ માટે આ ચોપડી અનુપમ છે. કિં. ૦—૮—૦. ટ. ખ. જૂદું.

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦—૮—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦—૬—૦ |
| ૯ | વાઘોનું વન | ૦—૪—૦ |
| ૧૦ | જાઈુઈ હાર | ૦—૪—૦ |
| ૧૧ | બરફીપુરી | ૦—૫—૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| ૧૪ | કચુંબર | ૦—૩—૦ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦—૪—૦ |

બાળકો ને બાળાઓમાં લ્હાણી માટે અનુપમ છે

રા ૬) ડીપોઝિટ રાખનારને ચોપડીઓ પ્રગટ થાય તેમ તેમ પોસ્ટ ફ્રી મોકલવામાં આવે છે યોજના મંગાવો.